# રૉબિન્સન ક્રુઝો

મૂળ અંગ્રેજી ઉપરથી
બાળકો માટે
લખનાર
ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
તન્ત્રી : 'બાલોદ્યાન'

પ્રકાશક
ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધી રોડ, અમદાવાદ

# અનુક્રમણિકા

## ચિત્રો







એક દિવસ સીતારામ ચોકખા અવાજે
પોતાનું નામ બોલ્યો, 'સીતારામ.'

: પાનું ૧૦૫ :

# રૉબિન્સન ક્રુઝો

## પ્રકરણ ૧ લું

### પહેલી સફર

મને નાનપણથી જ દેશેદેશની મુસાફરી કરવાનો શોખ હતો. દરિયાઇ સફર કરવા મારું મન તલપી રહ્યું હતું.

સને ૧૬૩૨માં, ઇંગ્લેંડના યૉર્ક શહેરમાં, મારો જન્મ થયો હતો. અમે ત્રણ ભાઇ હતા: મારા મ્હોટાભાઇ લશ્કરમાં નોકરી કરતા હતા ત્યાં એક લડાઇમાં એ મરાયા હતા. મારા બીજા ભાઇનું શું થયું તેની મને કાંઇ ખબર નથી. બાળકોમાં નાનો કે મોટો જે ગણો તે હું એકલો જ રહ્યો હતો, તેથી આખા કુટુંબનાં માણસો મારા ઉપર ખૂબ વ્હાલ રાખતા હતાં.

મારા પિતા સાધારણ સ્થિતિના માણસ હતા, છતાં તેઓ મને ભણાવવાની ખૂબ કાળજી લેતા. ઘેર અને શાળામાં હું થોડુંક ભણ્યો એટલે તેમણે મને આગળ કાયદા ભણાવવાની ગોઠવણ કરવા માંડી; પણ મને તો નાનપણથી જ દેશે દેશની મુસાફરી કરવાનો શોખ હતો. દરિયાઇ સફર કરવા મારું મન તલપી રહ્યું હતું.

મારા પિતા અને બીજાં કુટુંબીઓ આવી દરિયાઈ સફરથી બહુ બ્હીતાં હતાં. તેમણે મને ઘણી વાર આવા વિચાર છોડી દેવા કહે[illegible] ...ણી વાર દરિયામાં થતાં તોફાનોની વાતો

કહેલી; પણ ઉલટું તેથી તો મારા મનમાં આવી સફરનો શોખ વધારે ને વધારે જાગૃત થતો ગયો.

મારા પિતાએ એકવાર મને શિખામણ દીધી, "બેટા, ઘરડાં માબાપ ને વ્હાલા વતનને છોડીને દૂર જવાનો વિચાર તને કેમ ગમે છે? એવા અજાણ્યા દેશોમાં નહિ કોઈ સગું વ્હાલું મળે, નહિ કોઇ મિત્ર મળે. ત્યાં તારી કાળજી કોણ લેશે? ને ક્યાંક કોઇ જંગલીઓના હાથમાં સપડાઇ જઇશ તો જીવથી જઈશ. આવા વિચાર છોડી દઇ મહેનત-મજુરી કરીને અહીં પણ સુખે પેટ ભરી શકીશ. બેટા, આવી છોકરવાદી છોડી દે તો સારૂં."

પિતાજીની લાગણી જોઇને તે વખતે તો મેં એમની ઇચ્છા પ્રમાણે મુસાફરીની વાત પડતી મૂકી.

પરન્તુ થોડા જ દિવસો ગયા એટલે પાછો મૂળ વિચાર બળવાન બન્યો. દરિયાઇ સફરના શોખે હૃદયને વધારે ને વધારે ખેંચવા માંડ્યું. ઘરમાં કોઇને કહ્યા કહાવ્યા વિના જ બારોબાર ચાલ્યા જવાની ઇચ્છા પણ કોઇ કોઇ વાર તો થઇ જવા માંડી.

એક વર્ષ વીતી ગયું.

એક દિવસ ભોગજોગે હું પાસેના એક બન્દર ઉપર ફરવા ગયો. ત્યાં જતી વખતે તો બીજો કાંઇ જ વિચાર મારા મનમાં ન હતો; પણ બન્દર ઉપર જતાં મેં જોયું કે મારો એક ભાઇબન્ધ તેના પિતા સાથે વહાણમાં બેસીને લંડન શહેરમાં જાય છે.

પેલો ભાઇબન્ધ મને જોઇને ખૂબ રાજી થયો. એણે

મને પોતાની સાથે વહાણમાં બેસવા આગ્રહ કરવા માંડયો. મને પણ એ સુન્દર અવસરનો લાભ લેવાનું મન થઇ ગયું.

સન ૧૬૫૧ની પહેલી સપ્ટેમ્બરે, સારા માઠા પરિણામની જરાય દરકાર કર્યા વિના, માબાપને કાંઇ જ ખબર આપ્યા વિના, હું પેલા ભાઇબન્ધ સાથે વહાણ ઉપર ચઢી ગયો.

માણસોએ લંગર ખેંચ્યું ને વહાણ ઉપડયું.

પણ સફરની શરુઆતમાં જ મારા દુ:ખની શરુઆત થઈ ચુકી. હજી તો વહાણ કાંઠો છોડીને સ્હેજ આગળ વધ્યું હતું ત્યાં તો પવન ફૂંકાવા લાગ્યો ને મોટાં મોટાં મોજાં ઉછળવા લાગ્યાં. મેં તો આ વખત પહેલાં કદિ ય વહાણમાં પગ મૂકયો નહોતો તેથી મારો જીવ ગભરાવા લાગ્યો.

મને વારંવાર ઉલટીઓ થવા માંડી. હવે તો માબાપ સાંભરવા લાગ્યાં, ઘર ગામ યાદ આવવા માંડયાં.

બહાર તો તોફાન વધતું જ હતું. મોટાં મોટાં મોજાં ચારે તરફ ઉછળતાં હતાં.

પહેલા બે દિવસ કરતાં ય ત્રીજે દિવસે તો તોફાન ખૂબ વધ્યું. પહાડ જેવડાં મોજાં ઉછળવા લાગ્યાં. અમારૂં વહાણ આમઆમ ડોલવા લાગ્યું. સમુદ્રનું વિકરાળ સ્વરૂપ જોઈ મારૂં આખું શરીર થર થર ધ્રુજવા લાગ્યું. મને થયું, 'આજે નક્કી મોત આવ્યું.' છેવટ ઘુંટણીએ પડી હું પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો, "હે નોંધારાના આધાર, હે ગરીબના બેલી, આ એક વાર ઉગારજે. હવે ફરી કોઈ દિવસ દરિયામાં પગ નહિ મૂકું."

પણ ચોથે દિવસે તોફાન શમી ગયું. પવન ઢીલો પડયો ને મોજાં કંઇક નાનાં થયાં. મને હવે સ્હેજ

શાતા વળી. સાંજ પડી. સૂર્યનારાયણે દરિયાનાં પાણી ઉપર પોતાનાં સોનેરી કિરણો પાથરી દીધાં. ચોમેર સુન્દર દેખાવ જણાવા લાગ્યો. હું તો એ સુન્દર દેખાવ જોઈ મનમાં ને મનમાં ખૂબ રાજી થયો. મને થયું, 'ચાલો, જરા દુઃખ તો પડ્યું; પણ કેવું અનુપમ દૃશ્ય જોઈ શકાયું !'

તે રાતે મને ઠીક ઠીક ઉંઘ આવી. હવે તો ઉલટી પણ નરમ પડી ગઈ હતી.

બીજે દિવસે ઉષા ઉગી. પાણી ઉપર ફરીથી સોનેરી કિરણો પથરાયાં. ઠંડો પવન ફરફરવા લાગ્યો. હું જોરથી પોકારી ઉઠયો, "આહા ! આવો રમણીય દેખાવ તો કદિ ય નહોતો દીઠો !"

સૂર્ય ઉગતો હતો, દરિયાનાં શાન્ત ને સુન્દર પાણી જોતો હું ઉભો હતો; ત્યાં મારો ભાઇબન્ધ આવ્યો. મારી પીઠ થાબડીને એ બોલ્યો, "કેમ રૉબિન્સન, કાલે હવા જરા વધારે ફૂંકાઇ તેટલામાં તું એટલો બધો ગભરાઇ કેમ ગયો હતો ? ભલા માણસ, તેં કોઈ દિવસ દરિયામાં સફર કરી નથી જણાતી !"

મને થયું, "કેવું જબરૂં તોફાન ! ભયંકર પવનનો ને આવડાં મોટાં મોજાંનો આ ભાઇબન્ધને કાંઇ હિસાબ જ નથી ! એ તો એને 'હવા જરા વધારે ફૂંકાઇ' એમ કહે છે ! ત્યારે વળી તોફાન તે આના કરતાં ય જબરૂં હશે ? આ કરતાં ય મોટાં મોજાં ઉછળતાં હશે ?"

પણ તે વખતે તો હું એની સાથે ખૂબ આનન્દથી વાતો કરવા મંડયો. હવે તો મને ય ધીરે ધીરે દરિયાઇ સફરમાં આનન્દ પડવા લાગ્યો હતો.

વહાણ પાણી ઉપર સરસરાટ ચાલ્યું જતું હતું.

## પ્રકરણ ૨ જું

## ભયંકર તોફાન !

છઠ્ઠે દિવસે વચ્ચેના એક બન્દરે અમારૂં વહાણ પહોંચ્યું. તોફાન થઇ ગયા પછી પવન અનુકૂળ નહોતો, તેથી વહાણ બહુ જ ધીમે ધીમે ચાલતું હતું. છેવટ અમે તો એ બન્દરે વહાણ થોભાવી અનુકૂળ પવનની રાહ જોવા માંડી.

સાત આઠ દિવસ સુધી પવન અનુકૂળ ન જણાયો, તેથી અમારે ત્યાં જ રહેવું પડયું. આ અરસામાં બીજાં બન્દરોનાં કેટલાંક વહાણો પણ ત્યાં આવ્યાં ને અમારી પેઠે અનુકૂળ પવનની રાહ જોતાં ઉભાં.

પણ આ સાતે ય દિવસોમાં ઉલટું સામા પવનનું જોર વધતું હતું. આઠમે દિવસે સવારમાં તો પવનનું જોર ખૂબ વધી પડયું. જોતજોતામાં ભયંકર વાવાઝોડું ચડી આવ્યું. અમારૂં વહાણ આમતેમ ડોલવા લાગ્યું. અમે સૌ ગભરાવા લાગ્યા. હવે શું થશે ?

બે પહોર દિવસ ચડતાં તો સમુદ્રે વધારે ભયંકર સ્વરૂપ લીધું. અમારૂં આખું વહાણ ખૂબ ડોલંડોલ થવા લાગ્યું. ને દરેક મોજાની છાલકોથી એમાં થોડું થોડું પાણી ભરાવા લાગ્યું ! કપ્તાનને બીજો કોઇ ઉપાય ન સૂઝવાથી છેવટ એણે મોટું લંગર નાખવાનો હૂકમ કર્યો. ખલાસીઓએ મોટું લંગર નાખ્યું.

તોફાન તો વધતું જ હતું. એકેએક ખલાસીના મોં ઉપર બ્હીકની છાયા જણાતી હતી. કપ્તાન ઘડીકમાં એની

ઓરડીમાં જાય, ઘડીકમાં બહાર આવે, ખલાસીઓને હૂકમો આપે ને ભગવાનની પ્રાર્થના કરે: "હે દયાળુ, દયા કરો. આ હમણાં વહાણ ઉંધું વળશે! હમણાં અમારૂં સત્યાનાશ વળી જશે! પ્રભુ, કંઇક દયા કરો."

શરૂઆતમાં તો હું નિશ્ચિન્ત રીતે મારી ઓરડીમાં પડયો હતો. મને તો એમ જ થતું હતું કે આ તો પહેલા દિવસ જેવું જ કંઇક હશે; પણ જ્યારે ખુદ કપ્તાનને ગભરાતો દીઠો, ત્યારે મને પણ બ્હીક લાગવા માંડી. મને થયું, "જરૂર કાં તો વહાણ ઉંધું વળશે કે કાં તો ભાંગીને ભૂક્કો થઇ જશે!"

છેવટ મેં મારી ઓરડીમાંથી બહાર આવીને જોયું; પણ ત્યાં તો મારા હોશકોશ ઉડી ગયા! પર્વત જેવડાં મોટાં મોટાં મોજાં ચારે બાજુએ ઉછળી રહ્યાં હતાં. જ્યાં જુઓ ત્યાં આ ભયંકર મોજાં જ જણાતાં હતાં!

બીજાં વહાણોની દશા પણ અમારા જેવી જ હતી.

ભાર ઓછો થાય એટલા માટે માલ ભરેલા બે વહાણના ડોલ કાપીને ફેંકી દેવામાં આવ્યા. એકે ય વહાણના સઢ સાજા નહોતા રહ્યા. લંગર તૂટી જવાથી બે વહાણ તો જોતજોતામાં સમુદ્રમાં ઘસડાઇ ગયાં. ઘડી પછી ખબર મળ્યા કે એકાદ ગાઉ ઉપર એમાંનું એક વહાણ તો ડૂબી ગયું!

જે વહાણો ખાલી હતાં તેને જરા ઓછી બ્હીક હતી; છતાં તેમાંનાં બે વહાણો તો અમારી છેક પાસે આવી પડયાં હતાં.

સન્ધ્યાકાળે અમારા વહાણના ખલાસીઓએ સઢનો થાંભલો કાઢી નાખીને ભાર ઓછો કરવાની પેરવી કરવા માંડી. પ્રથમ તો કપ્તાને રજા ન આપી; પણ છેવટ એને ય એ ઉપાય ઠીક લાગ્યો. ખલાસીઓએ થાંભલો કાઢીને થોડો ભાર ઓછો કર્યો.

અમારૂં વહાણ મજબુત ને નવું જ હતું; પરન્તુ ભારને લીધે એ ખૂબ ડોલડોલ થતું હતું. એ....ઇ આમ નમ્યું, એ....ઇ તેમ નમ્યું. એ....ઇ પાણી ભરાયું ! આ હમણાં ડૂબશે, હમણાં બધાં જીવથી જશે ! એમ થવા લાગ્યું.

કદિ ય ન ડરે એવા કપ્તાન ને ખલાસીઓ હાંફળા હાંફળા દોડતા હતા, ભગવાનને અરજ કરતા હતા.

મેં તો એકે ય વહાણ ડૂબતું નહોતું દીઠું તેથી જ આટલી વાર સુધી હું જીવતો રહી શક્યો હતો, નહિ તો ક્યારનાયે મારા રામ રમી ગયા હોત !

ભયમાં ને ભયમાં રાત પડી, ગાઢ અન્ધકાર છવાયો.

અડધી રાત થઇ ત્યાં તો એક નાવિકે ખબર આપી કે "વહાણમાં એક ગાબડું પડ્યું છે !" ઘડી પછી બીજો નાવિક દોડતો આવ્યો ને હાંફતો હાંફતો બોલ્યો, "વહાણમાં ચાર ફીટ પાણી ભરાઇ ગયું છે !"

કપ્તાને હૂકમ કર્યો, "બધાયને પાણી ઉલેચવા લઇ જાવ."

અત્યાર સુધી હું તો આ બધું જોયા જ કરતો હતો. હું મદદે ય શી કરી શકું ? નવો મુસાફર હોવાથી મને કોઇ કામની સૂઝ પડતી નહોતી; પણ હવે તો મને ય

પાણી ઉલેચવા જવાનો હૂકમ થયો. ધ્રુજતો ધ્રુજતો હું બધાની સાથે નીચે ગયો.

અમે સૌ જીવતોડ મહેનત કરવા મંડયા; પણ એટલામાં ભોગજોગે વહાણ ઉપરની તોપનો અવાજ થયો. મેં જાણ્યું કે નક્કી વહાણના બે કકડા થઇ ચૂકયા! હવે અમારૂં આવી બન્યું! ગભરાટમાં હું તો ધબ્બાક દઇને બેહોશ થઇ પડયો. બધાનું ધ્યાન તો પોતપોતાનો જીવ બચાવવા તરફ હતું, એટલે કોઇએ મારી સામે ય જોયું નહિ હોય. એક ખલાસીએ મને મડદું સમજી કોરે ખસેડી દીધો ને પોતે ત્યાં ઉભો રહી પંપ ચલાવવા લાગ્યો.

કેટલીક વારે હું ધીરે ધીરે જાગૃત થયો ને બેળે બેળે ઉભો થઇને પંપ ચલાવવામાં મદદ કરવા લાગ્યો.

અમે પંપ વાટે ઘણું પાણી બહાર કાઢી નાખતા હતા; પણ નીચેથી નવું પાણી તો આવ્યે જ જતું હતું. છેવટ બધાયની ખાત્રી થઇ કે નક્કી હવે વહાણ નહિ બચે. હવે કદાચ તોફાન નરમ પડશે તો પણ વહાણ તો ડૂબી જશે જ.

હવે નિરાશ બનીને કપ્તાને દુઃખની વેળાની તોપો ફોડીને કોઇની મદદ માગી. હું તો ધ્રુજતો ધ્રુજતો સાંભળતો હતો. ભયંકર તોફાનમાં તોપો જાણે કહેતી હતી, "કોઇ બચાવો રે બચાવો!"

ભગવાન બેલી છે ને? એક નાવ અમારી મદદ માટે આવી પહોંચી; પણ ભયંકર તોફાન ને ડુંગર જેવડાં મોજાંમાં એક નાની નાવડી શું કરી શકે? અમારા વહાણની પાસે

નાવ કેમે કરી આવી જ ન શકે. હવે શું થાય? અમારે બધાયે એમાં ઉતરવું શી રીતે?

છેવટ પેલી નાવ હાંકનારે હિમ્મત ધરીને એક દોરડું ફેંકવા કહ્યું. કપ્તાને દોરડું ફેંક્યું એટલે એ ઝાલીને એણે ધીરે ધીરે નાવને બની એટલી વહાણ પાસે આણી.

નાવ પાસે આવી એટલે જેમ તેમ કરી અમે એમાં બેસી ગયા. પછી નાવ કિનારા તરફ હંકારાઇ.

પણ આવા ભયંકર તોફાનમાં આવડી નાની નાવનું શું ગજું? એને કિનારે લઈ જવાય શી રીતે? છેવટ અમે તો જમીન તરફ જ્યાં જવાય ત્યાં જવાનું નક્કી કર્યું. બધા ચપોચપ હલેસાં મારવા મંડ્યા. દરિયાના પ્રવાહે અમારી નાવ ઉત્તર દિશા તરફ તણાવા લાગી. નાવમાં બેઠા પછી પન્દર જ મિનિટમાં કડડભૂસ દઈને વહાણના બે કકડા થઈ ગયા. ચોમેર રાક્ષસી મોજાં ઉછળી રહ્યાં, દૂર દૂરથી ડૂબતાં માણસોની ચીસો સંભળાઈ રહી!

અમારી નાની નાવડી ઘડીમાં મોજાં ઉપર ઉછળાતી હતી ને ઘડીમાં બે મોજાંની વચ્ચે આવી પડતી હતી. મોજાં ઉપર નાવ આવતી ત્યારે અમે જોઈ શકતા કે કિનારા ઉપર કેટલાંય માણસો અમારો જીવ બચાવવા દોડાદોડી કરતાં હતાં; પણ કોની તાકાત કે પાસે આવી શકે?

છેવટે મહામહેનતે અમારી નાવ એક ખાડીમાં આવી. ખાડીમાં પવનનું જોર જરા ઓછું લાગતું હતું એટલે અમે ઝટઝટ હલેસાં મારીને નાવને કિનારા ઉપર લાવ્યા.

છેવટ જેમ તેમ કરીને કિનારે ઉતર્યા ત્યારે અમારા જીવમાં જીવ આવ્યો. અમે ભગવાનની પ્રાર્થના કરી ને પછી પગરસ્તે એક શહેરમાં જઈ પહોંચ્યા.

શહેરના રહેવાશીઓએ અમારી દુર્દશાને માટે દિલગીરી બતાવી, અમારે કાંઈ મદદ જોઈતી હોય તો તે આપવા જણાવ્યું ને કહ્યું, "જેને હલ અથવા લન્ડન શહેરમાં જવું હોય તમને રસ્તાનું ખર્ચ અમે આપીશું."

મને જરા નિરાંત વળી એટલે મેં મારા ભાઈબન્ધ કપ્તાનના દીકરા સામે જોયું ને એને પૂછયું; "તમે હવે ક્યાં જશો?" પણ એ તો મારા ઉપર ખૂબ ગુસ્સે થઈ ગયેલો જણાયો. ખુદ કપ્તાન મારી સામે ગુસ્સાથી જોઈ રહ્યો હતો. ઘડીક રહીને એણે મને ધમકાવ્યો "અભાગીઆ, તારે લીધે જ અમારી આવી દશા થઈ છે, માબાપને છેતરીને નાશી આવ્યો તેનું પાપ અમને બધાંને નડયું. કોઈ લાખ રૂપિયા આપશે તો ય હવે તું હઈશ તે વહાણ ઉપર હું નહિ આવું. જા, છાનોમાનો ઘેર જતો રહે, નહિ તો બીજા કોઈ વહાણને ય ડૂબાડીશ."

કપ્તાનનાં આ વાક્યો સાંભળી મને તો ખૂબ નવાઈ લાગી, ખૂબ દુ:ખ થયું! મને થયું, 'શું કરૂં?'

પણ કપ્તાનના કહેવાથી કાંઈ મારો નિશ્ચય ફરે?

એના કહેવાની દરકાર ન કરીને હું ત્યાંથી ચાલી નીકળ્યો. મેં ભગવાન ઉપર વિશ્વાસ મૂક્યો. પેલા રહેવાશીઓએ મને વાટ ખરચી માટે થોડા રૂપિયા આપ્યા.

હું લન્ડન તરફ જવા નીકળ્યો. વાટમાં મને વિચાર ઉપર વિચાર આવવા માંડ્યા: 'શું કરૂં? ઘેર પાછો જાઉં?' કે કોઈની સાથે પાછો દરિયામાં મુસાફરી કરવા જાઉં?

છેવટ ઘેર જવાનું માંડી વાળીને મેં દરિયાઇ મુસાફરી કરવાનો જ પાકો ઠરાવ કર્યો.

## પ્રકરણ ૩ જું

### ફૂઓ ગુલામ બને છે 34345

લન્ડન પહોંચ્યા પછી મેં પરદેશ જનાર કોઈ વહાણની તપાસ કરવા માંડી. મને અચાનક એક નવો મિત્ર મળી ગયો. એને ય દેશોદેશ ફરવાનો ખૂબ શોખ હતો. એકવાર એ આફ્રિકાના ગિની દેશમાં જઈ આવ્યો હતો. ત્યાં એને પહેલી વાર ખૂબ લાભ મળ્યો હતો એટલે બીજી વાર જવા એ તૈયાર થયો હતો. મને એણે કહ્યું, "તમારે આવવું હોય તો ભલે મારી સાથે આવો. તમે ભાડાની કે ખાવા-પીવાની કાંઈ ફિકર ન કરતા." આમ કહીને એણે વધારામાં મને થોડીક ચીજો વેપાર માટે લઈ લેવાનું જણાવ્યું.

અચાનક આવો લાભ મળેલો જોઈ મને તો ખૂબ આનન્દ થયો. તરત જ મેં થોડાંક રમકડાં અને થોડી કીંમતની બીજી કેટલીક ચીજો ખરીદી લીધી.

ગિની દેશમાં પહોંચ્યા પછી મારો વેપાર પણ સારો ચાલ્યો. આસરે પોણા ત્રણ શેર સોનું કમાઈને હું પેલા કપ્તાન સાથે પાછો લન્ડન આવી પહોંચ્યો!

× × ×

હવે તો મને પરદેશની મુસાફરીનો ખરેખરો શોખ લાગી ગયો. મને વહાણ ચલાવવાનું કામ પણ ઠીક ઠીક આવડી ગયું હતું.

પણ દુર્ભાગ્યે લન્ડનમાં આવ્યા પછી મારો પેલો ભલો કપ્તાન મિત્ર મરણ પામ્યો.

થોડા દિવસ વીતી ગયા એટલે વળી એક વાર ફરીથી ગિની દેશ તરફ જવાનું મને મન થયું. એક નવા કપ્તાનને લઈ હું મુસાફરી કરવા તૈયાર થયો. થોડાક રૂપિયા સાથે લીધા ને વધારાના બધા રૂપિયા પેલા કપ્તાન મિત્રની વિધવાને સોંપી અમે વહાણ હંકાર્યું.

પણ એ વખતે અમે કોઈ અશુભ ઘડીએ નીકળ્યા હઈશું કે જેથી આ વખતે અમારે ઘણું ઘણું વેઠવું પડ્યું.

જ્યારે અમારૂં વહાણ આફ્રિકા પાસેના કેનેરી બેટ પાસે થઇને જતું હતું ત્યારે એક દિવસ પ્રાતઃકાળનું ઝળઝળું થતાં ચાંચીઆ લોકોનું એક વહાણ ઝપાટાબન્ધ અમારા તરફ આવતું જણાયું. અમે અનુમાન કરી લીધું કે 'આ મોરોક્કો દેશના શેલી બન્દરના તુર્કી લૂંટારા હશે.' હવે શું કરવું? અમે તો ઝટ ઝટ બને તેટલી ઉતાવળ કરી વહાણ હંકારવા લાગ્યા; પણ પેલું વહાણ તો ઝપાટાબન્ધ અમારી નજીક આવી પહોંચ્યું. બપોર થતાં તો એ અમારી છેક પાસે આવી પહોંચ્યું. અમારા વહાણ ઉપર બાર તોપો હતી. સારે નસીબે તોપોની સામે જ પેલું વહાણ આવી ગયું, એટલે કપ્તાને તોપો ફોડવાનો હૂકમ આપ્યો. ધડાધડ ગોળીઓ છૂટવા માંડી. લૂંટારાઓના વહાણ ઉપર આઠ તોપો હતી; એ લોકોએ પણ તોપો ચલાવવા માંડી, ખરેખરી લડાઈ જામી. પહેલીવાર તો લૂંટારાઓ અમારી તોપોના મારથી હાર ખાઈને જરા દૂર ખસી ગયા; પણ બીજીવાર પાછળથી આવીને એમણે અમારા વહાણ ઉપર હૂમલો કર્યો. પછી તો હાથોહાથની લડાઇ ચાલી. અમારા

માંથી બે ત્રણ જણ માર્યા ગયા ને થોડાક કેદ પકડાઇ ગયા. અમારૂં બળ ઘટતું જતું હતું; અમે ખૂબ ઝનુનથી લડતા હતા; પણ છેવટ સાંઝ પડતાં લૂંટારાઓએ અમને કેદ કરી લીધા. પછી તેઓ અમને શેલી બન્દરમાં લઈ ગયા.

મને બ્હીક લાગતી હતી કે આ લોકો હવે અમારી શી વલે કરશે? પણ સારા ભાગ્યે લૂંટારાના સરદારે અમને બીજું કાંઈ દુઃખ ન દીધું. મારા બીજા સાથીદારોને કોઈ કોઈ રાજદરબારોમાં ગુલામ તરીકે મોકલી દીધા ને મને પોતાના ગુલામ તરીકે રાખી લીધો.

હું તો શેઠમાંથી એકદમ ગુલામ બની ગયો! આવા દુર્ભાગ્યને લીધે મને બહુ ચિન્તા થવા લાગી; પણ શું કરૂં? નાશીને ય ક્યાં જવું? મને થયું કે હવે તો સાથે પડ્યું ભોગવવું જ પડશે. પેલો સરદાર હવે મારો શેઠ બન્યો. એ મને પોતાને ઘેર લઇ ગયો. મને હવે કંઇક નિરાંત વળી કે "હશે, આ સરદાર એના વહાણમાં મને સાથી તરીકે રાખશે ને કોઈ વાર સ્પેનિશ કે પોર્ટુગીઝ વહાણનો ભેટો થઈ જશે તો મારો છૂટકારો થવા પામશે!"

પણ મારી આ આશા તો નકામી નીવડી. શેઠ તો જ્યારે જ્યારે વહાણ લઇને જતો ત્યારે મને એના ઘરનું કામકાજ સોંપીને જતો અને જ્યારે ઘેર આવતો ત્યારે મને કાંઠા ઉપર વહાણ સાચવવા મોકલતો.

હવે તો અહીંથી નાશી છૂટયા સિવાય બીજો એકે વિચાર મારા મનમાં આવતો નહોતો. કેટલા ય ઉપાયો વિચારી જોયા; પણ એકે ય ઉપાય ઠીક નહોતો લાગતો. દિલ ખોલીને વાત કરી શકાય એવું કોઈ માણસે ય મને નહોતું મળતું.

આવી દીન દશામાં બે વર્ષ વીતી ગયાં. નાશી છૂટવાની આશા ધીરેધીરે ઓછી થવા લાગી; પણ ભગવાન બેલી છેને? એકાએક નાશી છૂટવાનો એક અનુકૂળ સંજોગ ભગવાને મને મેળવી આપ્યો!

મારો શેઠ જ્યારે ઘેર રહેતો ત્યારે એક નાની નાવડી લઈને એ સમુદ્રમાં માછલીઓ પકડવા જતો હતો. સાથે મને અને મારઈસ્કો નામના એક જુવાનને હલેસાં મારવા માટે તેડી જતો.

હું તો નાવ ચલાવવામાં ઉસ્તાદ હતો જ, વધારામાં મારી માછલીઓ પકડવાની રીતથી શેઠ ખૂબ રાજી થતા. હવે તો કોઇ કોઇ દિવસ એ પોતાના માણસ સાથે મને અને મારઈસ્કોને એકલા માછલીઓ પકડવા મોકલવા લાગ્યો.

એક દિવસ પેલા શેઠ સાથે અમે માછલીઓ પકડવા ગયા હતા, તે દિવસ ધુમ્મસ ખૂબ વરસ્યું હતું, ચોમેર ધુમ્મસ ધુમ્મસ થઈ રહ્યું હતું. અડધોક ગાઉ દૂર જતાં તો કિનારો દેખાતો બન્ધ થઈ ગયો. પછી તો નાવ ક્યાં જાય છે એની ય અમને ખબર નહોતી પડતી. આખો દિવસ ને આખી રાત નાવ અમે આમ તેમ હંકાર્યા કરી; જ્યારે બીજા દિવસનું પ્રભાત થયું ત્યારે જણાયું કે અમે તો કિનારાથી બે ત્રણ માઈલ છેટે આવી પડ્યા હતા! છેવટે ખૂબ મહેનત કરીને અમે જેમ તેમ કરીને ઘેર પહોંચ્યા.

આ અનુભવ ઉપરથી મારા શેઠે નક્કી કર્યું હતું કે હવે કોઇ દિવસ નાવમાં હોકાયન્ત્ર અને ખાવાનું લીધા વિના નીકળવું નહિ. બીજે દિવસે સુથારને બોલાવી એક મોટી

નાવમાં એણે એક નાની સરખી ઓરડી બનાવરાવી ને અન્દર ખાવા પીવાનું ને લુગડાંલત્તાં રહે એવી ગોઠવણ કરાવી.

હવે અમે દર વખત આ નાવ લઇને જવા લાગ્યા. હું તો માછલીઓ પકડવામાં ઉસ્તાદ ગણાતો એટલે દરેક વખતે શેઠ મને સાથે લઇ જ જતા.

એક દિવસ શેઠના કોઇ બે ત્રણ મ્હેમાનો માછલીનો શિકાર કરવા આવવાના હતા. આથી આગલી રાતે ખાવા પીવાની ખૂબ ચીજો અમે નાવમાં ભરી લીધી. મ્હેમાનોના આગ્રહથી મેં એક બન્દુક ને દારૂગોળી પણ સાથે લીધાં.

બીજે દિવસે નાવ ઉપર ઉભો રહીને હું શેઠની ને એના મ્હેમાનોની રાહ જોતો હતો, ત્યાં શેઠે આવીને કહ્યું કે "કુંઓ, આજ મ્હેમાન નહિ આવી શકે. એ બધા આજ રાતે અહીં જમવાના છે તેથી હું પણ તમારી સાથે નહિ આવું. આજ મુર ને તમે જાઓ. જે કાંઇ મળે એ લઇને વહેલા પાછા આવી જજો."

શેઠે પોતાના વિશ્વાસુ મુરને ને ઇકજુરી નામના છોકરાને મારી સાથે જવા કહ્યું.

આ વખતે અચાનક અહીંથી નાશી છૂટવાની ધૂન મારા મનમાં જાગી ઉઠી.



અમે નાવ આગળ હંકારી.

સુર નાવના આગલા ભાગમાં હતો. હું અને ઇકજુરી પાછલા ભાગમાં હતા, એટલે અમારી તરફ એની પૂંઠ હતી.

મેં ધીરે ધીરે કિનારેથી દોઢેક માઇલ દૂર નાવ આણીને ઉભી રાખી. સુર તો દરિયા તરફ જોઇને ઉભો હતો. હું ધીરે ધીરે આગલા ભાગ તરફ ગયો. જાણે કાંઈ શોધતો હોઉં એમ કરતાં કરતાં હું સુરની પાસે જઇ પહોંચ્યો. પાસે જઇને મેં એને એકદમ કમ્મરમાંથી પકડયો ને નીચે દરિયામાં ફેંકી દીધો. સુર ધબ્બાક દઈને પાણીમાં પડયો, પણ એ તો જબરો તરનાર હતો! એ ઝપાટાબન્ધ તરતો તરતો નાવ તરફ આવવા લાગ્યો. હું કોઈ પણ રીતે એને હોડી તરફ આવતો અટકાવવાનો ઉપાય શોધવા લાગ્યો. એકાએક મને પેલી બન્દૂક સાંભરી. એક કૂદકે હું બન્દૂક લઈ આવ્યો. સુર તો તરતો તરતો છેક નાવ પાસે આવી ગયો હતો; મેં એની સામે બન્દૂક તાકીને જુસ્સાથી કહ્યું, "ખબરદાર, હવે એક વાસે ય આગળ ભરીશ તો આ બન્દૂકથી તારી ખોપરી ઉરાડી દઈશ. ખબરદાર!"

હવે સુર ગભરાયો. એને બીજો એકે ઉપાય સૂઝે એમ નહોતું. મેં કહ્યું, "બસ, હવે પાછો વળ ને કિનારે પહોંચી જા."

સુરને ઘણો ય ગુસ્સો ચડયો હશે; પણ બન્દૂક આગળ એનો કાંઈ ઉપાય ચાલે એમ નહોતો. એ પાછો વળ્યો ને ધીરે ધીરે તરતો કિનારા તરફ ચાલ્યો ગયો.

આ બધો વખત પેલો નાનો છોકરો તો ભયથી ધ્રૂજતો હતો. હવે મેં એને કહ્યું, "યાદ રાખજે. છાનોમાનો બેસી રહીશ તો જીવ બચશે, નહિ તો તારી પણ એવી જ વલે કરીશ."

ઇકિજુરી મને નમી પડયો. મને લાગ્યુ કે હવે એ કાંઈ તોફાન નહિ જ કરે.

જ્યાં સુધી મુર અમારી નજરે પડતો હતો ત્યાં સુધી તો હું સુકાન ઝાલીને ઉત્તર દિશાને મોંઢે ઉભો રહ્યો; જેથી મુરને એમ લાગે કે હું જીબ્રાલ્ટર બન્દર તરફ નાશી જવાનો છું.

પણ એ તરફ જતાં જંગલી કાફિર લોકો ને હિંસક પશુઓ મળે એવી મને બ્હીક હતી; એટલે અન્ધારૂં થતાં મેં સુકાન ફેરવ્યું ને પ્રભુનું નામ લઈ નાવ દક્ષિણ–પૂર્વમાં હંકાર્યું. ઈશ્વરકૃપાએ આ વખતે દરિયો શાન્ત હતો ને હવા ખૂબ અનુકૂળ હતી, એટલે શઢને લીધે અમારી નાવ ઝપાટાબન્ધ ચાલવા લાગી.

બીજા દિવસના પાછલા પહોરે જ્યારે મેં ફરીથી કિનારો જોયો ત્યારે મને લાગ્યું કે અમે શેલી બન્દરથી લગભગ દોઢસો માઈલ દૂર આવી પડયા હઈશું.

પણ કિનારા ઉપર અમને કોઈ માણસ નહોતું જણાતું. અમે કયા મુલકમાં આવી પડયા છીએ એની કાંઈ ખબર ન પડી, માત્ર એટલું સમજાયું કે અમે હવે મોરોક્કોની હદમાંથી બહાર નીકળી ચૂકયા છીએ; છતાં મુર લોકોના

હાથમાં ફરીથી કેદી થઈ પડવાનો ભય એટલો બધો હતો કે અમે નાવ ઉભી રાખવાની હિમ્મત કરી શકતા નહોતા.

પાંચ દિવસ સુધી હવા અનુકૂળ રહી, જેથી અમે ખૂબ મુસાફરી કરી શક્યા. છઠ્ઠે દિવસે હવા જરા બદલાઈ ને દક્ષિણ તરફ વહેવા લાગી. મને લાગ્યું કે કદાચ શેલી બન્દરથી કોઇ વહાણ અમને પકડવા આવતું હશે તોપણ સામા પવનને લીધે એ હવે જલદી નહિ આવી શકે, અથવા પાછું ચાલ્યું જશે. હવે મને લંગર નાખવાની ઇચ્છા થઈ.

એક નાની નદીના મુખ આગળ મેં નાવ ઉભી રાખી ને લંગર નાખ્યું. આ નદી ક્યાંથી નીકળી છે, કયા દેશમાં થઇને વહે છે કે એનું નામ શું છે, એની અમને કાંઇ ખબર નહોતી, ત્યાં કોઈ માણસે ય નહોતું કે એને કાંઈ પૂછી શકાય.

હવે તો મીઠા ચોકખા પાણીની અમારે જરૂર પડી. અમે લંગર નાખ્યું ત્યારે સન્ધ્યાકાળ થઇ ગયો હતો. અન્ધારું થઈ ગયું એટલે તો પાસે જ કિનારા ઉપરના જંગલમાંથી જંગલી જનાવરોની ભયંકર ત્રાડો સંભળાવા લાગી. અમે તો ધ્રૂજી ઉઠ્યા. આ વિકરાળ પશુઓ કેવાં હશે એનો વિચાર કરતાં જ અમને કંપારી છૂટવા લાગી. સહેજે ય આંખ મીંચ્યા કર્યાં વિના અમે જાગતા જ બેસી રહ્યા; ઘનઘોર અન્ધકારમાં વચ્ચે વચ્ચે કોઈ કોઈ જંગલી જનાવરો સમુદ્રમાં ઉતરીને પાણીમાં પડતાં ને ભયંકર ત્રાડો નાખતાં.

અડધી રાત પછી એકાએક એક મોટું જંગલી જનાવર અમારી નાવ તરફ તરતું આવતું જણાયું ! એ કઈ જાતનું

પ્રાણી હશે એની તો અમને ખબર નહોતી; પણ એની ભયંકર ત્રાડો ને વિકરાળ દેખાવ જોતાં જ અમે થરથરી ઉઠયા. હવે શું કરવું? પેલું જનાવર જરા પાસે આવ્યું એટલે ઈકિજુરી બોલી ઉઠયો, "અરે, આ તો સિંહ લાગે છે!"

મને પણ હવે લાગ્યું કે આ કોઈ વિકરાળ સિંહ છે.

બિચારો ઈકિજુરી તો ભયથી ધ્રૂજવા લાગ્યો અને લંગર ઉઠાવીને નાવને દરિયામાં હંકારી જવાનું કહેવા લાગ્યો; પણ મેં હિમ્મત ધરીને કહ્યું, "નહિ, નહિ, લંગર ઉઠાવવાની કાંઈ જરૂર નથી. જરૂર પડશે તો જરા દોરડું વધારે લાંબું છોડીશું એટલે નાવ દરિયામાં આઘી ચાલી જશે."

પણ એટલામાં પેલો ભયંકર સિંહ તો અમારી નાવની પાસે આવી પહોંચ્યો. હું ઝટપટ બન્દૂક લઈ આવ્યો. નિશાન તાકીને મેં એક ગોળી છોડી. સારે નશીબે બન્દૂકનો અવાજ થતાં જ એ વિકરાળ સિંહ પાછો વળી ગયો ને કિનારે જતો રહ્યો. હવે અમારા જીવમાં જીવ આવ્યો.

બન્દૂકનો ધડાકો સાંભળી કિનારા ઉપર એટલી બધી ત્રાડો ને ભયંકર અવાજો થયા કે અમને લાગ્યું કે આ જનાવરોએ કદી બન્દૂકનો અવાજ નહિ સાંભળ્યો હોય. અમને તો હવે એક નવી ચિન્તા થવા લાગી કે આટલાં બધાં જંગલી હિંસક પ્રાણીઓવાળા કિનારે અમે શી રીતે ઉતરી શકીશું?

પણ અમારે મીઠા પાણીની જરૂર તો હતી જ. ગળું પલાળવા જેટલું ય પાણી અમારી પાસે નહોતું!

સવાર પડતાં ઈકિજુરીએ કહ્યું, "જો મને રજા આપો તો હું તપાસ કરી આવું."

પણ મેં કહ્યું, "નહિ, નહિ, હું તપાસ કરવા જાઉં."

પણ ઈકજુરીને એકલા રહેવું ઠીક ન લાગ્યું, એટલે અમે બન્નેએ કિનારે ઉતરીને તપાસ કરી આવવાનું નક્કી કર્યું.

નાવને કિનારા પાસે લાવી, બન્દૂક હાથમાં લઈ, અમે કિનારે ઉતર્યા; પણ નાવને વીંલી મૂકીને દૂર જવાની હિમ્મત ન ચાલી. કારણ, વખતે કોઈ જંગલી લોકો દરિયાને રસ્તે આવે ને નાવ પકડી લે તો અમારી શી વલે થાય? આથી નાવ તરફ નજર રાખીને હું કિનારા ઉપર જ ઉભો રહ્યો.. ઈકિજુરી ધીરે ધીરે પાણી ખોળવા લાગ્યો. એકાદ માઇલ ઉપર કંઈક નીચાણવાળી જમીન જોઈ એ તે તરફ ગયો.

થોડીજ વારમાં ઈકિજુરી દોડતો દોડતો પાછો આવ્યો. મને થયું કે જરૂર, કોઈ જંગલી માણસ કે જંગલી જનાવર એની પાછળ પડયું હશે. હું એની સામે દોડયો; પણ પાસે જતાં મને જણાયું કે એ તો સસલાના જેવું કોઈ પ્રાણી મારી લાવ્યો છે. મને જરા નિરાંત વળી. પાસે આવી ઈકિજુરીએ હરખાતાં હરખાતાં કહ્યું, "મીઠું પાણી મળ્યું છે!"

હવે અમારી મીઠા પાણીની ચિન્તા ટળી ગઈ. અમે માંસ પકાવીને ખાધું ને પેટ ભરીને પાણી પી લીધું; પણ આખા દિવસમાં અહીં એકે માણસનું નામ નિશાને ય ન જણાયું.

હું એકાદ વાર આ તરફ આવી ગયો હતો એટલે મેં અનુમાન કર્યું કે અહીંથી કેનેરી અને કેપવર્ડના બેટ બહુ દૂર નહિ હોય. હવે મને આશા રહેવા લાગી કે વખતે ત્યાં જતાં કોઇક વહાણ મળી જશે.

આ પ્રદેશમાં તો માણસની બિલકુલ વસ્તી જ ન હતી. મુર જાતિની બ્હીકથી અહીંના મૂળ રહેવાશી હબશી લોકો નાશી ગયા હશે ને જંગલી જાનવરોને લીધે મુર લોકો પણ અહીં રહેતા નહિ હોય એમ મેં અનુમાન કર્યું.

અમે કિનારે કિનારે નાવ હંકારવા માંડી. વચમાં કોઇ કોઈ વાર અમે માત્ર મીઠું પાણી લેવા જ નીચે ઉતરતા હતા.

એક દિવસ અમે એક જગ્યાએ કિનારા ઉપર એક વિકરાળ સિંહ સૂતેલો જોયો. અમારી પાસેની ત્રણેક બન્દૂકો ભરીને અમે નાવને સિંહની પાસે લઈ ગયા. થોડે જઈને બરાબર તાકીને મેં બન્દૂક ફોડી; પણ સિંહ આગલા બે પંજા મોં ઉપર રાખીને સૂતો હતો, એટલે ગોળી એના એક પગમાં વાગી. ત્રાડ પાડીને સિંહ ઉભો થયો, એક વાર તો પગની વેદનાથી એ લથડાયો; પણ પછી ત્રાડ પાડીને ત્રણ પગે એ ધાયો. મેં તાકીને બીજી ગોળી છોડી, આ વખતે ગોળી બરાબર લાગી ગઈ. દુઃખભરી એક ગર્જના કરીને સિંહ હેઠો પડયો; નાવમાંથી ઉતરીને અમે એની પાસે દોડી ગયા.

આખો દિવસ મહેનત કરી અમે સિંહનું ચામડું ઉતારી લીધું ને નાવની ઓરડી ઉપર સૂકવી દીધું.

× × × ×

બીજા દસ બાર દિવસ સુધી અમે દક્ષિણ દિશા તરફ નાવ હંકાર્યું. હવે તો અમારૂં ખાવાનું ખુટ્યું હોવાથી એટલે થોડું થોડું ખાઇને અમારે ચલાવવું પડતું હતું.

મને આશા હતી કે કદાચ ગેમ્બિયા કે સેનિગલ નદી પાસે જઈ પહોંચીશું તો ત્યાં ગિની અને બ્રાઝિલ વગેરે દેશ તરફ જતું કોઈ વેપારી વહાણ મળી જશે.

એવું કોઈ વહાણ ન મળે તો પછી હબશીઓના હાથમાં પડીને મરી છૂટવાનું છે જ એવી અમને ખાતરી હતી.

## પ્રકરણ ૫ મું

## દુઃખોના દુઃખનો અન્ત

કોઈ વેપારી વહાણ મળે તો એમાં બેસી જવાનો અથવા તો હબશીઓને હાથે મરી છૂટવાનો નિશ્ચય કરી અમે બીજા દસ દિવસો સુધી નાવ હંકાર્યા કર્યું, ત્યારે નશિબે હવે મનુષ્ય વસવાટનાં કંઈ કંઈ ચિન્હો અમને જણાવા લાગ્યાં. બે ત્રણ જગ્યાએ અમે જોયું કે કાળા કાળા નાગા જંગલી માણસો કિનારે ઉભા રહીને અમારી સામે જોઈ રહ્યા છે. !

મને તો એ લોકોની પાસે જવાનું મન થઈ ગયું, પણ ઇકજુરીએ મને એમ કરતાં રોકયો. અમે તો નાવ આગળ હંકાર્યા જ કર્યું, પેલા જંગલી લોકો પણ કિનારે કિનારે દોડતા દોડતા અમારી સાથે આવવા લાગ્યા. મેં બારિકાઈથી જોયું કે એ લોકો પાસે કંઈ હથિયાર નહોતાં, માત્ર એક માણસ પાસે એક લાંબી પાતળી લાકડી હતી. આ લોકો તાકીને લાકડી ફેંકી શકતા હશે એમ ધારીને અમે નાવ જરા દૂર ઉભી રાખી અને ઇશારાથી એમની પાસે ખાવાનું માગ્યું. પેલા લોકો એ સમજી ગયા ને ઇસારાથી એ લાવી આપવા કબુલ્યું. અમને આનન્દ થયો. નાવનો શઢ ઉતારીને અમે લંગર નાખ્યું.

પેલાં માણસોમાંથી બે માણસો અડધા એક કલાકમાં થોડુંક સૂકું માંસ ને એમના દેશનું કંઈક અનાજ લઈ આવ્યા. અમે આ ખાવાનું ઓળખતા ય ન હોતા, છતાં એ લીધા વિના અમારો છૂટકો જ ન હોતો.

પણ હવે એ બધી સામગ્રી અમારે નાવમાં લાવવી શી રીતે? કારણ અમને એ જંગલી લોકો પાસે જતાં બ્હીક લાગતી હતી ને એ લોકોને અમારી પાસે આવતાં બ્હીક લાગતી હતી! છેવટે એ લોકોએ જ એક ઉપાય શોધી કાઢયો. બધી સામગ્રી પાણી પાસે મૂકીને એ બધા દૂર ખસી ગયા. અમે નીચે ઉતરીને બધી ચીજો લઇને પાછા નાવમાં ચઢી ગયા.

અમે પેલા લોકોને ઈસારાથી ધન્યવાદ આપ્યો. માત્ર ધન્યવાદ વિના એ લોકોને ભેટ આપવા જેવું અમારી પાસે બીજું કાંઈ ન હોતું, પણ અચાનક એ લોકોને ખુશ કરવાનો એક સુયોગ અમને મળી ગયો.

જ્યારે અમે કિનારા પાસે ઉભા હતા ત્યારે એકાએક બે બળવાન પશુઓ લડતાં લડતાં પાસેના પહાડ ઉપરથી નીચે ઉતરી આવ્યાં. પરસ્પર ગમ્મત કરે છે કે લડે છે એની તો અમને કાંઈ સમજ ન પડી, પણ એ પ્રાણીઓને જોઇને ત્યાં ઉભેલાં બધાં સ્રી પુરુષો ખૂબ ભયભીત થઈ ગયાં, ને ગભરાતાં ગભરાતાં નાશભાગ કરવા મંડયાં. થોડીક વાર પાણીમાં આમ તેમ કૂદીને એમાંનું એક પ્રાણી અમારી નાવ તરફ આવવા લાગ્યું. હું એક બન્દૂક લઇને તૈયાર થઈ ગયો ને ઈકિજુરીને બીજી બન્દૂક ભરીને તૈયાર રાખવાનું કહ્યું.

એકાએક ઇકિજુરી બૂમ પાડી ઉઠયો, "અરે, સઢવાળું વહાણ! વહાણ!" એને લાગ્યું કે જૂના શેઠનું કોઇ વહાણ અમને પકડવા માટે આવી પહોંચ્યું હશે. આથી એને તો ખૂબ બીક લાગી, પણ મને તો ખાતરી જ હતી કે ત્યાંથી કોઇ વહાણ આટલી વારમાં અહીં તો આવી જ ન શકે.

બહાર આવીને મેં જોયું. એ કોઇ પોર્ચુગીઝનું વહાણ હતું. મેં અનુમાન કર્યું કે એ લોકો ગિની દેશમાં હબશીઓ લેવા જતા હશે.

પણ વહાણ દરિયામાં અમારાથી આઘે આઘે જવા મંડયું. હવે અમે એ લોકોનું ધ્યાન ખેંચવાની ઇચ્છાથી અમારી નાવ એ તરફ હંકારી. પેલું વહાણ તો ઝપાટાબન્ધ ચાલ્યું જતું હતું. કદાચ એ વહાણ નહિ પકડી શકાય એવો મને ભય રહેવા માંડયો.

હું કંઇક નિરાશ બની જતો હતો ત્યાં મેં જોયું કે એ લોકો શઢ ઉતારીને અમારી રાહ જોતા ઉભા છે! એ લોકો કદાચ દુર્બિનથી જોતા હશે એમ ધારીને અમે એક વાવટો ઉડાડવા લાગ્યા ને બન્દૂકનો અવાજ કરી અમારા દુ:ખની ફરિયાદ કરી. આ બધું જોઇને એ લોકો વહાણને અમારી તરફ લાવવા મંડયા. કેટલીક વારે અમે એ વહાણની પાસે જઇ પહોંચ્યા!

વહાણ ઉપરના લોકોએ અમને પોર્ચુગીઝ, સ્પેનિશ અને ફ્રેંચ ભાષામાં "તમે કોણ છો?" એમ પૂછ્યું; પણ અમે તો એમાંની એકે ભાષા ન સમજી શકયા. છેવટ એક સ્કૉચ નાવિકે જ્યારે મને અંગ્રેજીમાં પૂછ્યું ત્યારે મેં જણાવ્યું

કે "હું એક અંગ્રેજ છું ને શેલી બન્દરથી મુર લોકોની ગુલામીમાંથી નાશી છૂટયો છું."

આટલું સાંભળીને એ લોકોએ અમને વહાણ ઉપર આવવાની રજા આપી, અને બહુ માયાથી અમને અને અમારી ચીજોને વહાણમાં આશરો આપ્યો.

આટલાં આટલાં દુઃખ વેઠયા પછી આખર ઘોર દુર્દશામાંથી છૂટવાથી મને આ વખતે અપાર આનન્દ થવા લાગ્યો. આનન્દના આવેશમાં મેં વહાણના કપ્તાનને અમારી બધી ચીજો ભેટ આપી દેવા જણાવ્યું.

પણ કપ્તાન ઉદાર હતો. એણે કહ્યું, "નહિ, ભાઈ, તમારા છૂટકારા બદલ મારે કાંઇ નથી જોઇતું." વળી એણે કહ્યું, "અમે બ્રાઝિલ જઇએ છીએ, તમે ત્યાં તમારા દેશથી કેટલે ય દૂર જઇ પડશો. આ બધી વસ્તુઓ હું લઇ લઉં તો તમારૂં ત્યાં શું થાય?"

આમ કહીને કપ્તાને મારી એકે એક ચીજની નોંધ કરાવી લીધી કે જેથી બ્રાઝિલ ઉતરતાં એ બધી ચીજો મને સહીસલામત પાછી મળે.

મેં ઇકઝુરીને કપ્તાનની સેવામાં રોકી દીધો.

વહાણ બ્રાઝિલ જતું હતું. મને તો હવે અપરંપાર આનન્દ થવા લાગ્યો.

બાવીસ દિવસ પછી અમે બધા બ્રાઝિલના શાન્ત ઉપસાગરમાં પહોંચી ગયા. ભયંકર ગુલામીમાંથી તો ઉગર્યો! પણ હવે કિનારે ઉતરીને શું કરવું એ નવી ચિન્તા મને

થવા લાગી. કપ્તાનની ઉદારતાનું વર્ણન તો હું કરી શકું એમ જ નથી. એણે મારી પાસે વહાણનું કાંઇ ભાડું ન લીધું, પણ ઉલટું મારી જે જે ચીજો વેચવાની હતી તે બધી એણે ખરીદી લીધી.

નાવ, વાઘસિંહનાં ચામડાં, બે બન્દૂકો અને સીણુ વગેરે વેચતાં મને આશરે બે હજાર રૂપિયા મળ્યા.

એ પૂંજી લઇને હું બ્રાઝિલને કિનારે ઉતર્યો.



# પ્રકરણ ૬ ઠું

## કુઓ ખેતી કરે છે

બ્રાઝિલ આવ્યા પછી થોડા દિવસમાં કપ્તાને એક જમીનદાર સાથે મારૂં ઓળખાણ કરાવ્યું. આ જમીનદાર શેરડીની ખેતી કરતા હતા, ને સાકર બનાવવાનું એક કારખાનું ચલાવતા હતા. કેટલાક દિવસ એમને ત્યાં રહીને હું શેરડી બનાવવાની અને સાકર બનાવવાની રીત શીખ્યો. ત્યાં મેં જોયું કે ખેડૂત લોકો ખેતીને લીધે સહેલાઈથી થોડા દિવસમાં એ પૈસા પેદા કરી શકે છે. હવે તો મને પણ ખેતી કરવાની ઇચ્છા થવા લાગી.

મારી પાસે જે કાંઇ પૂંજી હતી તેનાથી મળી એટલી જમીન મેં ખરીદી લીધી. ઇંગ્લેન્ડમાં પેલા કપ્તાનની વિધવા પાસે મારી જે રકમ હતી તે પણ મંગાવી લેવાનો મેં વિચાર કર્યો.

એક નવા મિત્ર સાથે મળીને મેં ખેતીની શરૂઆત કરી.

અમે બન્ને પહેલાં બે વર્ષો સુધી તો માત્ર ખાવા પૂરતુંજ અનાજ પકવી શકયા. પછી ધીરે ધીરે અમે ખેતી વધારી. ત્રીજે વરસે અમે તમાકુ રોપી અને નવી સાલમાં શેરડી વાવવાની તૈયારી કરવા માંડી, પણ કામ જેમ જેમ વધતું ગયું તેમ તેમ મજુરોની વધારે જરૂર પડતી ગઈ. હવે ઇકજુરીને છોડી દીધા બદલ મને પસ્તાવો થવા લાગ્યો; પણ હવે શું થાય ?

થવા લાગી. કપ્તાનની ઉદારતાનું વર્ણન તો હું કરી શકું એમ જ નથી. એણે મારી પાસે વહાણનું કાંઇ ભાડું ન લીધું, પણ ઉલટું મારી જે જે ચીજો વેચવાની હતી તે બધી એણે ખરીદી લીધી.

નાવ, વાઘસિંહનાં ચામડાં, બે બન્દૂકો અને સીણ વગેરે વેચતાં મને આશરે બે હજાર રૂપિયા મળ્યા.

એ પૂંજી લઇને હું બ્રાઝિલને કિનારે ઉતર્યો.



# પ્રકરણ ૬ ઠું

## ક્રુઓ ખેતી કરે છે

બ્રાઝિલ આવ્યા પછી થોડા દિવસમાં કપ્તાને એક જમીનદાર સાથે મારૂં ઓળખાણ કરાવ્યું. આ જમીનદાર શેરડીની ખેતી કરતા હતા, ને સાકર બનાવવાનું એક કારખાનું ચલાવતા હતા. કેટલાક દિવસ એમને ત્યાં રહીને હું શેરડી બનાવવાની અને સાકર બનાવવાની રીત શીખ્યો. ત્યાં મેં જોયું કે ખેડૂત લોકો ખેતીને લીધે સહેલાઈથી થોડા દિવસમાં બે પૈસા પેદા કરી શકે છે. હવે તો મને પણ ખેતી કરવાની ઇચ્છા થવા લાગી.

મારી પાસે જે કાંઇ પૂંજી હતી તેનાથી બની એટલી જમીન મેં ખરીદી લીધી. ઇંગ્લેન્ડમાં પેલા કપ્તાનની વિધવા પાસે મારી જે રકમ હતી તે પણ મંગાવી લેવાનો મેં વિચાર કર્યો.

મેં ઇંગ્લેન્ડમાંથી રૂપિયા મંગાવવાની તજવીજ કરવા માંડી. સદ્ભાગ્યે મારો ઉદ્ધાર કરનારા પેલા કપ્તાન મિત્રે જ એ રૂપિયા લાવી આપવાનું માથે લીધું. મેં એની સાથે સવિસ્તર પત્ર લખી મોકલ્યો.

એ દિવસોમાં દેશે દેશ કાગળ વહેંચવાની ટપાલ ઑફિસો નહોતી એટલે કાગળ લાવવા લઇ જવાની ખૂબ મુશ્કેલી પડતી હતી, છતાં લિસ્બન બન્દરે પહોંચીને કપ્તાને કોઇ અંગ્રેજ વેપારી સાથે મારો પત્ર ઇંગ્લેન્ડ મોકલી આપ્યો.

પત્ર મળતાં જ પેલી ભલી સ્ત્રીએ મારા રૂપિયા તો મોકલી આપ્યા એટલું નહિ પણ સાથે સાથે પેલા કપ્તાનને મારો બચાવ કર્યા બદલ કંઈક ભેટ પણ મોકલાવી !

મારા રૂપિયામાંથી કપ્તાને મારી ખેતી માટે હળ, કોદાળી, ખરપડી વગેરે વગેરે અનેક વસ્તુઓ ખરીદી આણી. મેં તો એને આ સંબંધી કંઇ કહ્યું ય નહોતું ! વધારામાં પોતાના ય થોડા રૂપિયા આપીને ૬ વર્ષને પટે એણે એક નોકર પણ મારે માટે આણ્યો હતો.

કપ્તાનના આ બધા ઉપકારોનો બદલો હું શી રીતે વાળી શકું ? છેવટ મેં થોડીક તમાકુ એને ભેટ આપીને કહ્યું, "આ મારા ખેતરનો પાક હું આપને ભેટ ધરૂં છું."

કપ્તાને હરખથી એનો સ્વીકાર કર્યો. હવે તો મારી સ્થિતિ સુધરતી જતી હતી. ખેતીવાડીનું કામકાજ પણ વધતું હતું. કપ્તાને આણેલા નોકર ઉપરાન્ત મેં પણ બીજા બે નોકરો રાખી લીધા હતા.

ચાર વર્ષ વીતી ગયાં. ખેતીમાં મને ખૂબ લાભ મળ્યો. જો આવી જ રીતે મેં મારી ખેતી વધાર્યા કરી હોત તો મારા પિતા કહેતા હતા તેવી રીતે શાન્તિથી બેસીને સુખ પામી શકત; પણ શાન્તિથી બેસી ઘરનું મીઠું અનાજ ખાવાનું મારા નસીબમાં જ નહોતું. મારા સુખની પાછળ શનિ ફરતો હતો! નવી નવી ઉપાધિઓમાં આવી પડવા માટે દરેક વખતે મેં મારી જાતે જ કમ્મર કસી હતી!

આ વખતે પણ એમ જ બન્યું.

બ્રાઝિલમાં રહીને હું ત્યાંની બધી ભાષાઓ શીખ્યો હતો. આથી આસપાસના કેટલાક ખેડૂતો ને સન્ત સાલ્વાડોર બન્દરના વેપારીઓ સાથે મારે ઓળખાણ થઇ ગયું હતું.

કોઈ કોઇ વાર હું એમને ગિની દેશની વાતો કરતો કે "કાચના ટુકડા, આરસીના, છરીકાતર, રમકડાં વગેરે સામાન્ય ચીજોને બદલે ત્યાં સોનાની રજ, અનાજ ને હાથીદાંત જેવી કીંમતી ચીજો મળે છે, જોઇએ તો હબશી નોકરો પણ મળે છે. આવા નોકરો આપણને ખેતીવાડીમાં ખૂબ ઉપયોગી થઈ શકે."

પેલા લોકો મારી બધી વાતો રસપૂર્વક સાંભળતા હતા.

એક દિવસ સવારમાં મારા ઓળખીતાઓમાંના ત્રણ જણ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા, "ભાઈ; તમે બે વખત ગિની દેશમાં જઇ આવ્યા છો. અમારે માટે ફરી એક વાર આપ ત્યાં હબશી નોકરો લેવા જાવ. આપને માટે અમે વહાણ અને બીજા બધા ખર્ચની જોગવાઇ કરી દીધી છે. આપની મહેનતના બદલામાં અડધો અડધ નોકરો આપને આપી દઇશું. આપ આટલી કૃપા કરો. એક ત્રીજી વાર જઇ આવો."

આ જોગવાઇથી મને તો ખૂબ મઝા પડી. બીજો કોઇ માણસ કદાચ આવી શાન્તિની જીન્દગી મૂકીને દુઃખના સાગરમાં જવા તૈયાર ન થયો હોત, પણ હું તો પહેલેથી મારાં સુખ ઉપર ,મારે માથેજ પાણી ફેરવતો આવ્યો હતો. એટલે આ વખતે પણ મેં આ લોકોની માગણી સ્વીકારી લીધી ને કહ્યું, " તમે મારી ગેરહાજરીમાં મારી ખેતીવાડી સંભાળો અને કદાચ હું ત્યાં જ મરી જાઉં તો હું લખી આપું તે રીતે ખેતીની વ્યવસ્થા કરવાનું માથે લ્યો તો હું જરૂર જાઉં."

પેલા લોકોએ મારી માગણી સ્વીકારી લીધી. મેં લખી આપ્યું કે કદાચ હું ત્યાં મરી જાઉં તો મારી બધી મિલ્કત-માંથી અડધો ભાગ કસાને રાખવો ને બાકીનો ભાગ ઇંગ્લેન્ડમાં મારા પિતાને મોકલી દેવો.



## પ્રકરણ ૭ મું

### વહાણ ડૂબ્યું !

જેટલી કાળજી મેં મારા ધનમાલ માટે રાખી હતી તેથી અડધી કાળજી પણ મેં મારે પોતાને માટે લીધી હોત તો હું સુખી જીન્દગી મૂકીને દુઃખના ડુંગર ઉભા ન કરત. મૂળ તો દરિયાઈ મુસાફરી ભયંકર હોય છે જ અને તેમાં યે મારા જેવા હીનભાગીને માટે તો પૂછવું જ શું?

આમ છતાં દરિયાઈ મુસાફરીના શોખને લીધે હું એ નવી મુસાફરી માટે તૈયાર થયો.

વહાણ તૈયાર થયું. છીપોના હાર, આઇના, છરી, કાતર, કુહાડી અને થોડાંક રમકડાં વગેરે ઓછી કીંમતની ચીજો અમે વહાણમાં ભરી લીધી.

સન ૧૬૫૯ ની પહેલી સપ્ટેમ્બરે એક અશુભ ઘડીએ હું વહાણ ઉપર ચઢયો. આઠ વર્ષો ઉપર આ જ તારીખે મૂઢ બનીને મેં માબાપની વિરુદ્ધ થઇને પહેલ વહેલી દરિયાઈ મુસાફરી કરી હતી. આજે એવી એક નવી મુસાફરીની શરૂઆત કરી.

કપ્તાને પાવો વગાડયો ને વહાણ ઉપડયું. સમુદ્રનું પાણી સ્થિર હતું અને હવા પણ અનુકૂળ હતી. ઉત્તર દિશામાં વહાણ સડસડાટ ચાલવા માંડયું.

બાર દિવસ તો સુખરૂપે વીતી ગયા; પણ તેરમે દિવસે પાછી ભયની વેળા આવી. અમને કંઇ ખબર પડે એ પહેલાં જ એકાએક ભયંકર તોફાન શરૂ થયું. તોફાને ય કાંઈ જેવું તેવું નહોતું. લાગલાગટ તેર દિવસ સુધી તોફાન ચાલ્યું. અમારો એકે ય ઉપાય ચાલે એમ નહોતું એટલે છેવટ અમે તો દરિયાને આસરે જ અમારૂં વહાણ મૂકી દીધું. આ બારે ય દિવસોમાં એમ જ થતું હતું કે જરૂર આ વખતે તો દરિયો અમને બધાંને સદાને માટે ગળી જ જશે. અમને એકેયને બચવાની આશા નહોતી રહી.

દુ:ખના દહાડામાં વળી એક દુર્ઘટના બની. લૂ લાગવાથી એક નાવિક મરણ પામ્યો; અને કપ્તાનનો નોકર અને બીજો એક નાવિક દરિયાની છૉળ વાટે તણાઈ ગયા !

તેરમે દિવસે તોફાન કાંઇક નરમ પડ્યું. અમે જોયું કે વહાણ બ્રાઝિલના ઉત્તર ભાગમાં એમેઝોન નદી વટીને કોઈ બીજી નદી પાસેના ગામ નજીક આવી પડ્યું છે. કપ્તાનને ચિન્તા થવા માંડી. એ કહે, “ હવે કયો રસ્તો લઇશું ? ”

આ વખતે વહાણમાં થોડું થોડું પાણી ભરાતું હતું ને થોડા દિવસમાં જ વહાણ નકામું થઈ પડશે એવી અમને ખાતરી થઇ હતી. કપ્તાનની ઇચ્છા તો બ્રાઝિલ પાછા ચાલ્યા જવાની હતી, પણ મેં એ રીત નાપસન્દ કરી.

અમેરિકાનો નકશો જોતાં મને જણાયું કે આટલામાં એક બેટ સિવાય બીજું કોઈ આશ્રય મેળવવા જેવું સ્થળ નથી. આથી મેં બારબેડાસ બેટ તરફ જવાનો

નિશ્ચય કર્યો અને અનુમાન કર્યું કે પન્દરેક દિવસની મુસાફરી પછી અમે કોઇને કોઈ બ્રિટિશ બેટમાં પહોંચી જઇશું ને આફ્રિકા જવા માટે સાહાય્ય મેળવી શકીશું. ગમે તેમ થાય પણ અહીંથી પાછો તો ન જ ફરવું એમ અમે નક્કી કર્યું.

કપ્તાને મારી ઇચ્છા પ્રમાણે વહાણ હંકાર્યું, પણ મારા ભાગ્યમાં તો અનેક દુઃખ ભોગવવાનાં જ હતાં, એટલે ફરી પાછું તોફાન થયું ને વહાણ પશ્ચિમ તરફ ઘસડાઇ ગયું.

આ વખતે તો અમને લાગ્યું કે કદાચ સમુદ્રમાંથી ઉગરીશું તો પણ કિનારા ઉપરનાં જંગલી માણસોના હાથમાંથી ઉગરવાનો કોઇ ઉપાય નથી. હવે મારી મતિ મુંઝાઈ ગઈ.

આવી દુઃખમય સ્થિતિમાં અમે પડયા હતા, ત્યાં એક દિવસ સવારના પહોરમાં એક નાવિક બોલી ઉઠયો, "જમીન ! જમીન !"

ક્યા દેશમાં આવી પડયા છીએ એ જોવા માટે ઓરડામાંથી અમે બહાર આવ્યા; પણ ત્યાં તો અમારૂં વહાણ રેતીમાં ઘૂસી ગયું. વહાણની ગતિ એકાએક બન્ધ થઈ જવાથી તરત જ સમુદ્રનાં મોજાં એનાં ઉપર જોરજોરથી અથડાવા લાગ્યાં. અમને લાગ્યું કે 'બસ, હવે વહાણનું આવી પહોંચ્યું.' પાણીના મારથી બચવા માટે અમે ઓરડીમાં ચાલ્યા ગયા. અમારી એ વખતની ભયંકર સ્થિતિનો ખ્યાલ બીજું કોણ લાવી શકે ?

અમે બધા ક્યા દેશમાં અને કઇ જાતના રહેવાશીઓ વચ્ચે આવી પહોંચ્યા છીએ તેની અમને ખબર ન પડી. આ સ્થળ કોઇ બેટ છે કે કોઈ ખંડનો કિનારો છે, અહીં માણસોનો

વસવાટ છે કે નહિ એ સબન્ધી પણ અમને કંઈ ખબર ન હતી. વહાણ ઉપર પાણીની ભયંકર છોળો તો અથડાતી જ હતી, એટલે અમને ચોક્કસ લાગતું હતું કે થોડી જ વારમાં વહાણનાં પાટિયાં તૂટી પડશે. અમે બધા એક બીજાની સામે જોઇને મોતની વાટ જોતા બેઠા ને ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા. એ વખતે અમારાથી બીજું બની પણ શું શકે?

પ્રભુકૃપાએ એટલું થયું કે વહાણ અમે ધાર્યું હતું એટલું જલદી ન ભાગ્યું, વાયુનો વેગ પણ કાંઇક ઓછો થયો.

પરન્તુ એટલાથી કાંઈ અમારૂં દુઃખ ઓછું ન થયું. વહાણ રેતીમાં ખૂબ ઘૂસી ગયું હતું. એમાંથી બહાર નીકળી એ તરી શકે એવી તો આશા જ ન હતી.

હવે અમે ત્યાંથી કિનારે નાશી છૂટવાનો કોઈ ઉપાય શોધવા લાગ્યા.

વહાણના પાછલા ભાગમાં અમે એક નાવ રાખી હતી, પરન્તુ એ તો વહાણના ધક્કાથી તૂટી ગઈ હતી. અચાનક નાવનું દોરડું તૂટી જતાં એ ભાંગેલી નાવ પણ સમુદ્રમાં ક્યાંક ચાલી ગઇ! કોણ જાણે ક્યાંય ડૂબી ગઈ હશે! વહાણના ઉપરના ભાગમાં એક બીજી નાવ હતી, પણ એને સહીસલામત રીતે પાણીમાં ઉતારવાનું કામ આકરૂં હતું.

પણ એ વખતે લાંબા વિચાર કરવાનો વખત જ નહોતો રહ્યો, કારણ વહાણનાં પાટિયાં તો ધીરે ધીરે તૂટી પડતાં હતાં. જેમ તેમ કરીને અમે પેલી નાવને પાણીમાં ઉતારી અને અમે અગિયાર માણસો ભગવાનનું નામ લઈને ઝટઝટ એમાં બેસી ગયા.

પ્રચંડ મહાસાગરમાં ભગવાનને ખોળે બેસી અમે નાવ હંકારી.

પણ સમુદ્રનાં પ્રચંડ મોજાંમાં એક નાની નાવનું શું ગજું ? ઘડીકમાં મોજાં ઉપર અને ઘડીકમાં ભયંકર મોજાંની વચ્ચે અમારી નાવ આમતેમ અથડાતી હતી.

એક ઘડી વીતી ગઈ. ભયંકર ઘુઘવાટ કરતાં મોજાં કઇ પળે અમારા ઉપર ફરી વળશે એની ખાતરી નહોતી. અમારાં શરીર થરથર ધ્રુજતાં હતાં, અમે ભગવાનનું નામ પોકારતા હતા.

શઢ તો હતોજ નહિ, એટલે અમે મહામહેનતે નાવને કિનારા તરફ હંકારવા માંડી.

સદ્ભાગ્યે અમે કિનારા તરફ ધસડાતા હતા; પણ એ પ્રદેશથી અમે અજાણ્યા હતા, એટલે અમને દહેશત લાગવા માંડી કે કદાચ કિનારે પહોંચીશું તો પણ ઉંચો કિનારો હશે તો મોજાંના એક જ સપાટે અમારી નાવ કિનારા સાથે અથડાઇને ભાંગી જશે. ને અમે જીવથી જઈશું !

પણ તે વખત અમારાથી બીજું શું થઇ શકે ?

અમને આશા હતી કે વખતે એકાદ નદીના મુખ પાસે અમારી નાવ જઈ પહોંચે તો પછી અમે જેમ તેમ કરીને બહાર નીકળી શકીએ. પરન્તુ નદીનું ક્યાંય નામનિશાન નહોતું જણાતું. ઉલટું કિનારા તરફ જતાં મોજાં વધારે ને વધારે [illegible] ... હતાં

દોઢેક માઇલ વટાવ્યા પછી અમે ઉંચા થઇને કિનારો જોવા લાગ્યા, પણ ત્યાં તો પાછળથી પહાડ જેવું એક મોજું આવતું જણાયું! અમને લાગ્યું, જાણે કાળ આવે છે!

ભયંકર ગર્જના કરતું મોજું નાવ સાથે અથડાયું. બીજી જ પળે અમારી નાવ ઉંધી વળી ગઇ! અમે બધા સમુદ્રના અગાધ જળમાં ડૂબ્યા.

મારો જીવ ફડફડી ઉઠયો.

મને તરતાં સારી રીતે આવડતું હતું, પરન્તુ એ ભયંકર મોજાં આગળ મારૂં શું ચાલે?

મારો દમ ઘુંટાતો હતો. મને થયું, 'જરૂર, આજે મારૂં મોત આવ્યું છે.'

એક ઘડી વીતી ગઈ. ભયંકર મોજાં મને આમતેમ ફેંકતાં હતાં. હવે મેં તરવાની આશા મૂકી દીધી હતી.

પણ સદ્‌ભાગ્યે મોજાંની એક છોળે મને કિનારા ઉપર ફેંકયો. ધબ્બ લઈને હું કિનારે પડયો ને છોળ પાછી વળી.

મારી આંખોમાં ને નાકકાનમાં પાણી પેસી ગયું હતું, થોડું ઘણું પાણી પીય લીધું હતું. મારો જીવ ગુંચવાતો હતો, પરન્તુ એમ છતાં ય હિમ્મત રાખી હું ઉભો થઇ ગયો ને કિનારાની સૂકી જમીન તરફ દોડયો.

પ્રચંડ મોજાંની બ્હીકે મારૂં આખું શરીર થર થર ધ્રૂજતું હતું. મને બ્હીક રહેતી હતી કે બીજું મોજું આવશે તો કદાચ એ મને ફરી પાછો મહાસાગરમાં ખેંચી જશે.

અશક્તિને લીધે મારાથી ઝાઝું દોડી ન શકાયું. એક

વાર મેં પાછું વાળીને જોયું, પરન્તુ ત્યાં તો એક પ્રચંડ મોજું મારા તરફ ધસી આવતું જણાયું. ઘુઘવાટા કરતા એ ભયંકર મોજાને જોઈને મારૂં હૃદય કમ્પી ઉઠયું ! મેં ઉગરવાની આશા મૂકી દીધી.

જોત જોતામાં મોજું મારા ઉપર ફરી વળ્યું, હું પન્દર વીસ હાથ નીચે દબાઈ ગયો. કોઈ રાક્ષસી બળ મને કિનારા તરફ ધકેલતું હતું. શ્વાસ રોકીને હું પાણીમાં તરતો હતો.

એક વાર પાણી ઉપર આવી મેં સહેજ શ્વાસ લીધો. મારામાં નવું બળ આવ્યું. ફરીથી મેં પાણીમાં ડૂબકી મારી.

પણ આ વખતે મારે બહુ વાર સુધી તરવું ન પડયું મને લાગ્યું કે મોજું પાછું વળે છે. હવે બમણા પ્રયત્ને હું કિનારા તરફ તરવા લાગ્યો. એકાએક મારા પગ જમીનને અડક્યા !

હું ઉભો થઈ ગયો. ને ભગવાનનું નામ લઈને મેં ફરીથી દોટ મૂકી.

પરન્તુ એમ કાંઈ ઉગરી જવાય તેમ નહોતું. ફરી પાછું એક મોજું આવી પહોંચ્યું. વળી પાછો હું પાણીમાં તરવા લાગ્યો.

છેલ્લા મોજાએ મને એક ઉભા પત્થર સાથે અફાળ્યો. હું અધમૂઆ સરખો થઈ ગયો; છાતીમાં સખ્ત ઘા થવાથી હું બેભાન થઈ પડયો. આ વખતે જો બીજું મોજું આવ્યું હોત તો જરૂર મારો જીવ નીકળી ગયો હોત.

કેટલીક વાર પછી મારામાં કંઇક ચેતન આવ્યું, એટલે મેં જોયું તો વળી એક મોજું આવતું જણાયું !

ખૂબ જોરથી હું પેલા પત્થરને વળગી પડયો. એ જગ્યા કિનારા કરતાં સહેજ ઉંચી હોવાથી ત્યાં પાણીનું જોર ઓછું જણાતું હતું. મોજું પાછું વળ્યું, એટલે પત્થરને છોડી દઈને મેં વળી એક દોટ મૂકી.

વળી મોજું આવી પહોંચ્યું ને મારા ઉપર ફરી વળ્યું, પરન્તુ આ વખતે એનું જોર બહુ કમી હતું, હું જ્યાં હતો ત્યાં જ ઉભો રહ્યો. એ મોજું હઠી ગયું એટલે તરત જ ફરીથી દોટ મૂકીને હું કિનારા ઉપર જઇ પહોંચ્યો !

કિનારે આવીને મેં પૂરો શ્વાસ લીધો. લીલા ઘાસ ઉપર હું ઢળી પડયો. મારા શરીરમાં જરા ય બળ રહ્યું ન હતું, પરન્તુ તેમ છતા આવા ભયંકર મહાસાગરમાંથી આટલું થતાં યે હું બચ્યો તેથી મને અતિશય આનંદ થવા લાગ્યો.

મેં ભગવાનનો કોટિશઃ પા'ડ માન્યો.





જ્યાં અમારૂં વહાણ અટકી પડ્યું હતું એ તરફ મેં જોયું.

: પાનું ૪૩ :

# પ્રકરણ ૮ મું

## સમુદ્રતટે ફ્રુઝો

કાળના મુખમાંથી હું ઉગર્યો હતો તેથી મારી આંખોમાં હરખનાં આંસુ ભરાઇ આવ્યાં.

હું સમુદ્રતટ ઉપર હરખના આવેશમાં નાચતો કૂદતો ફરવા લાગ્યો.

મારા સાથીઓમાંથી એક પણ માણસ જણાતો નહોતો ! હવે મને ડૂબી ગયેલા મિત્રો સાંભરતાં બહુ દુઃખ થવા લાગ્યું. કેટલીય વાર સુધી મેં સમુદ્ર તરફ જોયા કર્યું, પણ કોઇનો પત્તો ન લાગ્યો. માત્ર એમની ત્રણ ટોપીઓ અને બે જોડી બૂટ તરતા જણાયા.

સમુદ્રમાંના જે રેતાળ બેટમાં અમારૂં બહાણ અટકી પડ્યું હતું એ તરફ મેં જોયું, પરન્તુ તે વખતે ય ફીણવાળાં મોજાં એટલાં બધાં આવતાં હતાં, કે હું વહાણને બરાબર રીતે જોઇ ન શક્યો. મેં ભગવાનની પ્રાર્થના કરી : 'હે દયાળુ દેવ ! આ દુસ્તર મહાસાગરમાંથી આપે મને શી રીતે ઉગાર્યો !'

જેમ તેમ કરી મારા દુઃખી હૃદયને શાન્તવન આપી મેં આમતેમ જોયું. હું કયા દેશમાં આવી પડ્યો છું એ જાણવાનો મેં પ્રયત્ન કર્યો.

પરન્તુ મારૂં હૃદય ફરીથી કમ્પી ઉઠ્યું. મને લાગ્યું કે જીવ બચવા છતાં મારી સ્થિતિ બહુ ભયંકર છે.

મારૂં આખું શરીર કળી જતું હતું. મારી પાસે બદલવા

માટે એકેય કપડું નહોતું, ખાવાપીવાની એકેય ચીજ પણ નહોતી; ત્યાં કોઈ માણસે ય ન હોતું જણાતું. પૂછવું ય કોને ?

મને લાગ્યું કે જરૂર ભૂખે તરસે કે હિંસક પશુઓને હાથે મારૂં આવી બનશે. મારી પાસે કાંઇ હથિયાર પણ નહોતું. એક નાની છરી, તમાકુ પીવાની એક ચુંગી અને થોડીક તમાકુ એટલી પુંજી મારી પાસે રહી હતી.

હું તો ગાંડાની પેઠે આમતેમ ભટકવા લાગ્યો.

રાત પડવા આવી. મને ચિન્તા થવા લાગી કે હવે હિંસક પશુઓ ચારો ચરવા આવશે ને મને જોતાં જ ખાઇ જશે! હવે શું કરવું ?

છેવટ મેં એક ઝાડ ઉપર ચઢીને રાત્રિ ગાળવાનો વિચાર કર્યો.

તરસે જીવ જતો'તો. મીઠું પાણી શોધવા હું સમુદ્રતટના અન્દરના ભાગમાં જવા લાગ્યો. સદ્ભાગ્યે અડધા ગાઉ ઉપર મને મીઠું પાણી મળી ગયું. હરખથી મેં પેટ ભરીને મીઠું પાણી પીધું.

તરસ છીપ્યા પછી મને કંઇક ભૂખ જણાવા લાગી! પરન્તુ શું ખાઉં ? મારી પાસે તમાકુ હતી! મેં થોડીક તમાકુ મોંમાં મૂકી.

ઉંઘ આવવા માંડી, એટલે હું પાસેના એક ઝાડ ઉપર ચઢી ગયો. ઉંઘમાં પડી ન જવાય એટલા માટે એક ડાળ તોડીને એને બાજુ ઉપર મૂકી દીધી. આખા દિવસના થાકને લીધે ઝાડ ઉપર બેસતાં જ મને ઘસઘસાટ ઉંઘ આવી ગઇ.

સારી રીતે ઉંઘ લીધા પછી હું જાગ્યો ત્યારે શરીરમાં સારી સ્ફૂર્તિ જણાવા લાગી, નસેનસમાં નવો ઉત્સાહ આવી ગયો.

હું જાગ્યો ત્યારે સવાર થઇ ગયું હતું. આકાશ સ્વચ્છ દેખાતું હતું. હવા સ્થિર થઇ ગઈ હતી તેથી સમુદ્રમાં પેલાં વિકરાળ મોજાં પણ નહોતાં થતાં.

મને જણાયું કે રાતમાં ભરતીને વખતે અમારૂં નાવ પેલી રેતીમાંથી ખસીને કિનારા ઉપર જ્યાં હું પેલા પત્થર સાથે અથડાયો હતો ત્યાં આવી પડ્યું છે! જમીનથી એ જગા એકાદ માઇલ દૂર હતી. વહાણને એ વખતે ય સીધું ઉભેલું જોઇને મને ખૂબ નવાઇ લાગી,

વહાણ પાસે જવાનો મેં વિચાર કર્યો. મને આશા હતી કે કદાચ વહાણ ઉપરથી કંઇક ખાવાની ચીજ મળી જશે.

હું ઝાડ ઉપરથી નીચે ઉતર્યો. મેં જોયું કે ડાબી બાજુએ આસરે બે માઇલ જેટલે છેટે અમારી નાવ પડી છે.

હું એ તરફ ચાલ્યો; પરન્તુ નાવની છેક નજીક જઈ શકાય તેમ ન હોતું; કારણ કે વચ્ચે અર્ધા માઇલની એક પહોળી ખાડી હતી.

હવે મેં નાવડીની આશા છોડી દીધી ને જવાય ત્યાં સુધી પગે ચાલીને જ વહાણ પાસે જવું, એવો નિશ્ચય કર્યો.

બેએક ઘડી પછી હું વહાણ તરફ જવા તૈયાર થયો. ઓટને લીધે કિનારા ઉપર પાણી એટલું બધું ઓછું થઈ ગયું હતું કે વહાણથી પા માઇલ દૂર સુધી તો હું પગે ચાલીને જ જઈ શકયો.

સહીસલામત રહેલા એ વહાણને જોતાં મને દિલગીરી થવા માંડી કે અમે બધા વહાણનો આશરો મૂકીને નાની નાવડીમાં શીદ બેઠા? જો વહાણ ઉપર રહ્યા હોત તો અમારામાંથી એકે ય માણસ ન મરી જાત, બોટ પછી સૌ કિનારે જઈ શકત, ને મારે આમ સાથી સંબંધી વિનાના થઇને સુખરૂપ રખડવું ન પડત.

દુ:ખથી મારી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, પરન્તુ બધું ખલાસ થઈ ગયા પછી અફસોસ કરે શું વળે? છેવટ હિમ્મત રાખી કોટ પાટલૂન ઉતારીને હું પાણીમાં પડયો.

# પ્રકરણ ૯ મું

## ભાંગેલું વહાણ

તરતો તરતો હું વહાણની પાસે જઈ પહોંચ્યો; પરન્તુ એના ઉપર ચઢવું શી રીને? કારણ એનો એક ભાગ ખૂબ ખૂબ ઉંચો થઇ ગયો હતો. ઉપર ચઢી શકાય એવું એકે ય સાધન પણ જણાતું નહોતું.

હું વહાણની ચારે તરફ ફરી આવ્યો, છેવટે એક જગ્યા ઉપર મેં એક દોરડું લટકતું જોયું. મહામહેનતે હું એ દોરડાની મદદ વડે જેમતેમ કરી વહાણ ઉપર ચઢી શક્યો.

વહાણ ઉપર જતાં મને જણાયું કે અન્દરના ભાગમાં ખૂબ પાણી પેસી ગયું છે. રેતીમાં ઘુસી જવાને લીધે એનો પાછલો ભાગ ઉંચો થઇ ગયો છે, અને આગલો ભાગ પાણીમાં નમી જવાની તૈયારી પર છે.

હવે હું વહાણમાં ચારે તરફ ફરીને ખાવાની ચીજો ખોળવા લાગ્યો.

પ્રથમ હું કોઠારમાં ગયો. સદ્ભાગ્યે ત્યાં હજી સુધી પાણી પેઠું નહોતું. ખાવાની ચીજો જ્યાંની ત્યાં પડી હતી!

ભૂખ્યા વરૂની પેઠે ઝપટ મારીને મેં બીસ્કુટની મુઠી ભરી લીધી. બીસ્કુટ ખાતાં ખાતાં હું વહાણમાંની બીજી વસ્તુઓ જોવા લાગ્યો.

મને ખૂબ ઉપયોગી થઇ પડે તેવી ઘણી ચીજો મેં

વહાણમાં જોઇ ને એ જોઇ હું ઘણો રાજી થયો; પરન્તુ એ ચીજોને કિનારા ઉપર લઈ જવા માટે એકાદ નાવ જોઇએ તેનું શું ? તે વિના એ ચીજોનો કાંઇ જ ઉપયોગ નહોતો !

નિરાશ થઇને હું એક બાજુએ બેસીને વિચાર કરવા લાગ્યો.

પરન્તુ અસાધ્ય વસ્તુને માટે ચિન્તા કરવાથી શું વળે ? એકે ય નાવ વહાણ ઉપર નહોતી, હવે શું કરવું ?

એકાએક મને એક નવો ઉપાય સૂઝયો.

તૂટેલા ડોલના કટકા વહાણ ઉપર પડયા હતા. એ કટડાઓને ભેગા કરીને મેં એક તરાપો બનાવ્યો. ઉપર બે ત્રણ પાટિયાં મૂકી દીધાં.

બીજા કોઈ પ્રસંગમાં હું આટલી મહેનત કરી જ ન શકત, પણ જીવસટોસટના આ પ્રસંગે હું આટલી બધી મહેનતથી ન હાર્યો.

મહામુશ્કેલીએ મેળવેલી આ વસ્તુઓ પાણીની છોળોથી પલળી ન જાય એટલા માટે મેં એક યુક્તિ કરી. ત્રણ પેટીઓનાં તાળાં તોડી નાખીને એમાં બિસ્કુટ, ચોખા, પનીર, સુકકું માંસ વગેરે ભરી દીધું. પછી દોરડાં વડે એ ત્રણેય પેટીઓ મેં નીચે તરાપા ઉપર મૂકી દીધી. આ વખતે સમુદ્રમાં ભરતી આવી હતી. કિનારા ઉપરની સૂકી જમીન ઉપર મૂકેલાં મારાં કપડાં પાણીની છોળો વડે તણાઇ ગયાં હતાં ! છતાં ધીરજ રાખીને હું વહાણમાં કપડાંની તપાસ કરવા લાગ્યો.

મેં જરૂર જેટલાં કપડાં લઈ લીધાં; પરન્તુ કપડાં કરતાં યે મને અસ્ત્રશસ્ત્રની જરૂર વધારે હતી.

હું હથિયાર ખોળવા લાગ્યો. ખૂબ તપાસ કર્યા પછી મને ઓજારોની એક પેટી મળી ગઇ! એને જોઇને હું ખૂબ રાજી થયો, સોનાથી ભરેલા વહાણ કરતાં આ હથિયારો મને વધારે કીમતી લાગ્યાં.

હથિયારોની પેટી પણ મેં તરાપા ઉપર ઉતારી.

એ પછી મેં પિસ્તોલ, થોડો દારૂગોળો અને બે તલવારો લઇ લીધી, મને ખબર હતી કે વહાણમાં દારૂનાં ત્રણ પીપ હતાં.

ઘણા તપાસ પછી મને એ ત્રણેય પીપ મળી આવ્યાં.

એક પીપમાં પાણી ભરાઇ ગયું હતું, પણ બીજાં બે સારાં રહી ગયાં હતાં.

બચેલાં બન્ને પીપ તથા હથિયારોને પણ તરાપા ઉપર મૂકી દીધાં. હવે તરાપા ઉપર પુષ્કળ ભાર થયો હશે એમ ધારીને એને કિનારા તરફ લઇ જવાનો મેં વિચાર કર્યો.

ધીમે રહીને હું તરાપા ઉપર ઉતર્યો.

પણ તરાપા ઉપર ગયા પછી વળી એક નવી મુશ્કેલી જણાવા લાગી. તરાપો ચલાવવાનું કશું સાધન મારી પાસે નહોતું. પવન સ્હેજ વધારે જોરથી ફુંકાય તો તરાપો ઉંધો વળી જશે એવી ફિકર પણ થવા લાગી. મને થયું, હવે શું કરવું?

સારે ભાગ્યે સમુદ્ર શાન્ત અને સ્થિર હતો. ભરતીનો સમય હતો ને હવા કિનારા તરફ વહી રહી હતી; એટલે

મને સારી આશા રહેવા લાગી. મેં બે ત્રણ ભાંગેલા ચાટવા, કોદાળી, કુહાડી, હથોડી વગેરે ઉપયોગી વસ્તુઓ ભેળી કરી લીધી.

પછી તરાપો કિનારા તરફ હંકાર્યો.

હું જે જગ્યાએ ઉતર્યો હતો ત્યાંથી થોડે છેટે તરાપો વહેવા લાગ્યો. મને લાગ્યું કે ભરતીનાં પાણી કોઇ નદી વાટે કિનારાની અન્દર વહી રહ્યાં છે. હવે મને આનન્દ થવા લાગ્યો કે કદાચ હું કોઈ ખાડી કે નદીના મુખ આગળ જઇ પહોંચીશ ને સુખરૂપે જમીન ઉપર ઉતરી પડીશ.

મારી ધારણા સાચી નિવડી! મેં સામે જ એક ખાડી જોઈ. પ્રવાહ એની અન્દર વહેતો હતો. હવે મેં પ્રવાહની વચ્ચોવચ તરાપો આણ્યો ને ખાડીમાં પહોંચી જવાનો પ્રયત્ન કરવા માંડયો.

પણ પાણીના વેગમાં અચાનક મારો તરાપો ડૂબવાની અણી ઉપર આવ્યો! એવું થયું હોત તો દુઃખથી જરૂર મારો પ્રાણ પણ નીકળી ગયો હોત! પણ ભગવાન બેલી છે ને?

પ્રવાહમાં તણાતાં તણાતાં અચાનક એક જગ્યાએ તરાપાનો આગલો ભાગ રેતીમાં ઘુસી ગયો ને બીજો છેડો અગાધ જળ ઉપર રહ્યો.

અચાનક બીજા છેડા ઉપર વધારે ભાર આવવાથી તે પાણીમાં નમી ગયો. સ્હેજ વધારે ભાર થયો હોત તો જીવના જોખમે મેળવેલી બધી વસ્તુઓ પાણીમાં પડી ગઇ હોત!

મેં તરત જ પેટીઓને પીઠ વડે આગલા ભાગ તરફ ખસેડવા માંડી. વળી મેં તરાપાને રેતીમાંથી ખસેડવાનો પ્રયત્ન કરવા માંડયો, પણ તે સહેજે ય ન ખસ્યો.

અર્ધો કલાક વીતી ગયો. એટલામાં ભરતીનું પાણી વધ્યું એટલે રેતીમાંથી ખસી જઇને તરાપો ફરીથી તરવા લાગ્યો. હવે તરાપો આગળ વધવા લાગ્યો.

ખાડીમાં આવતાં મેં એક નદીનું મુખ જોયું. ભરતીનાં પાણી ખૂબ વેગથી ચડતાં હતાં. હવે તરાપો ઉભો રાખવાની સારી જગ્યા હું ખોળવા લાગ્યો.

હું કિનારાની અંદરના ભાગમાં ખૂબ આઘે જવા નહોતો ઇચ્છતો; કારણ કે મને આશા હતી કે કિનારા પાસે રહેવાથી કદાચ કોઇ જતું આવતું વહાણ મળી જશે.

છેવટ નદીના મુખ આગળ એક સારી જગ્યા જોઇને મહા મહેનતે હું તરાપાને એ તરફ લઈ ગયો.

કિનારાની જમીન ઢોળાવવાળી હતી.

જમીનને અડકયા પછી વળી તરાપો ઉંધો પડી જશે એમ મને લાગવા માંડયું, પણ થોડી વારે ભરતીનાં પાણી વધ્યાં એટલે તરાપાને સુખરૂપ કિનારે લાવીને મેં એના ઉપરની બધી વસ્તુઓ જમીન ઉપર ઉતારી લીધી.

હવે હું સુખરૂપે રહી શકાય એવી જગ્યા ખોળવા લાગ્યો. આ પ્રદેશ કેવો છે ? અહીં મનુષ્યોની વસતિ છે કે નહિ ? હિંસક પશુઓ અથવા જંગલી લોકોનો અહીં ભય છે કે નહિ ? આ સંબંધી હું કાંઇ જાણતો નહોતો.

હું ઉભો હતો એ જગ્યાએથી એક માઇલ ઉપર એક ડુંગર દેખાતો હતો. થોડોક આરામ લીધા પછી એક બન્દૂક ને થોડો દારૂગોળો લઇ હું એ તરફ ગયો.

ઘણી ઘણી મહેનતે ડુંગર ઉપર ચઢીને મેં જોયું કે હું એક બેટ ઉપર આવી પડયો છું. ચોમેર પાણી જ પાણી જણાતું હતું. પશ્ચિમ દિશાએ ત્રણ ચાર માઇલ ઉપર એક પહાડ અને બે નાના નાના બેટ જણાતા હતા. મેં ધારી ધારીને જોયું તો જણાયું કે એ બન્ને બેટ નિર્જન છે.

બેટ ઉપર મને અસંખ્ય પંખીઓ જણાયાં. એવાં સુન્દર પંખીઓ મેં અત્યાર સુધી કદી નહોતાં જોયાં. મેં બાજ પક્ષીની જાતની એક ચકલી મારી.

સૃષ્ટિ ઉત્પન્ન થઈ હશે ત્યારથી તે આજ સુધી આ બેટ ઉપર બન્દૂકનો અવાજ જ નહિ થયો હોય એમ મને લાગ્યું. બન્દૂકનો ધડાકો થતાંજ ચીં ચીં કરતી મોટી મોટી ચકલીઓ આમ તેમ ઉડવા લાગી.

હવે હું ધીરે ધીરે કિનારા તરફ પાછો વળ્યો.

કિનારા ઉપર આવીને હું સુખરૂપે રાત ગાળવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ચારે તરફ પેટીઓ મૂકીને ને તેના ઉપર પાટીઆં ઢાંકીને મેં એક નાનું ઝુંપડું તૈયાર કર્યું !

હવે ફરી એક વાર વહાણ ઉપર જઈને વધારે ચીજો લઇ આવવાનો મેં નિશ્ચય કર્યો. તરાપાને બરાબર વહાણ પાસે પાછો લઈ જવાય તેમ નહોતું, એટલે ઓટની વખતે પહેલાંની પેઠે જવાનો મેં નિશ્ચય કર્યો. આ વખતે અગમ-ચેતી વાપરીને વધારાનાં કપડાં મેં ઝુંપડીમાં જ રાખ્યાં.

વહાણ ઉપર જઈને મેં બીજો તરાપો બાંધ્યો. પહેલી

વાર ઠોકાર ખાવાને લીધે મેં આ વખતે મોટો તરાપો ન બાંધ્યો ને એના ઉપર બહુ ભાર પણ ન ભર્યો.

જુદી જુદી જાતનાં ઓજારો, બન્દૂક, દારૂ ગોળો વગેરે અનેક વસ્તુઓ મેં લઈ લીધી, એ ઉપરાંત થોડાંક કપડાં, વહાણનો તૂટેલો શઢ, પથારી વગેરે પણ લીધું.

જ્યારે હું બીજી વાર નાવ ઉપર ગયો હતો, ત્યારે આખી વાટ મને ચિંતા રહેતી હતી કે વખતે કોઇ આવીને મારી ખાવાની ચીજો ઉઠાવી જશે તો ?

પણ પાછા આવીને જોયું તો મારી ઝુંપડીમાં કોઈ આવેલું ન જણાયું, માત્ર એક જંગલી બિલાડો એક પેટી ઉપર બેસી રહ્યો હતો.

મને જોઇને કૂદકો મારીને બિલાડો એક બાજુએ જઇને બેઠો. બિલાડો નિશ્ચિન્ત રીતે બેસીને મારા મોં સામું જોવા લાગ્યો, જાણે એ મારી સાથે દોસ્તી બાંધવા માગે. છે ! મેં એક વાર એના તરફ બન્દૂક તાકી પરન્તુ એ બન્દૂકને ઓળખતો જ નહિ હોય તેથી જરા ય હાલ્યા ચાલ્યા વિના બેસી રહ્યો. મેં એની આગળ એક બિસ્કુટ ફેંક્યું. એણે ઉઠીને બિસ્કુટ સુંઘીને ખાવા માંડયું. બિસ્કુટ ખાઈ રહીને એ મારા તરફ આનન્દથી જોઇ રહ્યો; મને લાગ્યું, જાણે એ વધારેની માગણી કરે છે ! પરન્તુ મારી પાસે થોડી જ ખાદ્ય સામગ્રી હતી એથી મેં એને વધારે કાંઇ ન આપ્યું.

થોડી વાર પછી એ ત્યાંથી ચાલ્યો ગયો.

બીજી વાર ઘણી ચીજો લઇ આવ્યા પછી થોડીક ખીંટીઓ ઠોકીને એના ઉપર શઢનું કપડું બાંધી મેં એક તમ્બુ બનાવ્યો.

તડકામાં કે પાણીમાં બગડી જાય એવી વસ્તુઓ મેં તમ્બુમાં મૂકી દીધી, અને પેટીઓને તમ્બુની ચારે પાસે મૂકી દીધી કે જેથી કોઇ હિંસક પશુ કે જંગલી માણસ મારા ઉપર હૂમલો ન કરી શકે. પછી તમ્બુના બારણા આગળ બે ત્રણ પાટીઆં ઉભાં કરી દીધાં ને એક ખાલી પેટી ઉભી મૂકી દીધી. એવી રીતે ચારે તરફ દિવાલ રચીને મેં પથારી પાથરી. પછી ઓશીકા નીચે બે પિસ્તોલ તથા પાસે ભરેલી બન્દૂક મૂકી હું નિરાંતે સૂતો. ઘણે દિવસે પથારી મળી હતી! આખા દિવસના થાકથી મને ઘસઘસાટ ઉંઘ આવી ગઈ.

મારા ઘરમાં એક માણસને માટે બધી જોગવાઇ થઈ ગઈ હતી, તો પણ હું વહાણ ઉપરથી લાવી શકાય તેટલી બીજી વસ્તુઓ પણ લઇ આવવા લાગ્યો.

દરરોજ ઓટ વખતે જઇને હું શઢનું કપડું કાપી લાવતો; એ ઉપરાંત દોરડાં, પલળેલા દારૂનાં પીપ, 'કાતર, છરી, લોઢાના ખીલા, લાકડી તથા પાટીઆં વગેરે જે મળતું એ પણ તમ્બુ ઉપર લઇ જતો હતો.

ત્રીજીવારની તપાસમાં વળી કેટલીક લોટનું એક વાસણ અને સાકર મળી આવી, એ ચીજોને સંભાળપૂર્વક હું તમ્બુમાં લઈ ગયો.

ચોથી વખતે તરાપા ઉપર કંઈક વધુ બોજો ભરાઈ ગયો. કિનારે જતાં જતાં જ એ ઉંધો વળી ગયો! જો કે આ વખતે મને કાંઇ ખાસ નુકસાન ન થયું. એ વખતે આણેલી ચીજોમાંની ઘણી વસ્તુઓ તરી શકે એવી હતી: માત્ર લોઢાની જે જે વસ્તુઓ હતી તે ડૂબી ગઇ. તરતાં તરતાં ઘણી વસ્તુ-



હું અગિયાર બાર વાર જઈને વહાણ ઉપરથી
ઘણી ઉપયોગી ચીજો લઈ આવ્યો હતો.

: પાનું ૫૫ :

ઓને હું કિનારે લઇ આવ્યો. કેટલીક વસ્તુઓ ઓટ વખતે શોધી લાવ્યા.

આ રીતે તેર દિવસો વીતી ગયા, એ દર્મિયાન હું અગીઆર બાર વાર જઇને વહાણ ઉપરથી ઘણી ઘણી ઉપયોગી ચીજો લઈ આવ્યો હતો.

બની શકત તો હું ધીરે ધીરે આખું વહાણ લઇ આવ્યો હોત.

બારમી ખેપે વહાણના એક કબાટમાં મને અસ્તરો, કાતર, છરી કાંટો વગેરે તથા થોડાક રૂપિયા મળ્યા. રૂપિયા સામું જોઇને મને હસવું આવ્યું. મેં મનમાં કહ્યું, "આજે તમારા કરતાં એક છરીની કિંમત હું વધારે સમજું છું." પહેલાં તો મેં એ રૂપિયાને ત્યાં જ પડયા રાખવાનો વિચાર કર્યો; પણ છેવટ ભવિષ્યનો વિચાર કરીને મેં એને પણ સાથે લઇ લીધા.

હું કિનારે જવા તૈયાર થયો એટલામાં વાદળાં ચઢી આવ્યાં. એક તરાપો બાંધવાનો હું વિચાર કરતો હતો. ત્યાં પન્દર મિનિટમાં જ વરસાદ વરસાદ વરસવા લાગ્યો. ઉલટી દિશામાં હવા વહેવા લાગી, પ્રતિકૂળ હવાને લીધે કિનારા સુધી તરાપાને લઈ જવાનું કામ વિકટ થઈ પડયું.

જેમતેમ કરી તમ્બુમાં જઇને નિરાંતે મેં તે રાત પસાર કરી. સવારમાં જાગીને જોયું તો જણાયું કે વહાણનું કાંઇ નામ નિશાનેય નથી જણાતું! મને ખૂબ નવાઇ લાગી, પણ આટલા દિવસોમાં મેં વહાણ ઉપરથી ઘણી વસ્તુઓ આણી હતી એટલે મને કંઇક સન્તોષ થયો.

હવે મેં વહાણની ચિન્તા કોરે મૂકીને બીજાં કામોમાં ચિત્ત પરોવ્યું.

# પ્રકરણ ૧૦ મું

## ઝુંપડીનો કિલ્લો

હવે મેં મારા રહેઠાણને સુરક્ષિત બનાવવાના પ્રયત્નો કરવા માંડ્યા. જંગલી માણસો અથવા હિંસક પશુઓ કાંઇ નુકસાન ન કરી શકે એટલા માટે કેવું ઘર બાંધવું એનો વિચાર કરવા માંડ્યો. એક વિચાર જમીનમાં ભોંયરૂં ખોદીને તેમાં રહેવાનો થતો, બીજો વિચાર તમ્બુમાં જ રહેવાનો થતો હતો. છેવટ મેં બન્ને રીતે રહેવાનો નિશ્ચય કર્યો.

હું રહેતો હતો એ જગ્યા રહેવાને લાયક નહોતી. જમીન ભેજવાળી હોવાથી સ્વાસ્થ્યકર નહોતી, અને પીવાનું મીઠું પાણી પણ નહોતું મળતું. આથી કોઈ સારી જગ્યાએ જઇને ત્યાં રહેવાનો મેં નિશ્ચય કયો.

મેં નક્કી કર્યું કે જ્યાં આરોગ્યદાયી જગ્યા હોય, મીઠું પાણી હોય, તડકાથી બચી શકવાની સગવડ હોય, હિંસક પશુઓ ને જંગલી લોકોથી બચી શકાય એવી અનુકૂળતા હોય ને જ્યાંથી સમુદ્ર જોઇ શકાતો હોય એવી જગ્યામાં મારે રહેવું. મને હજી ય આશા હતી કે વખતે ભગવાનની કૃપાથી કોઈને કોઈ દિવસ વહાણ મળી જશે ને હું અહીંથી છૂટી શકીશ.

તપાસ કરતાં કરતાં મને એક પહાડની તળેટીમાં સપાટ જગ્યા જણાઈ. આ જગ્યાએ મને બધી સગવડો મળી રહે એમ જણાયું. એક તરફ ઉંચો પહાડ હતો એટલે એ તરફથી આવી કોઈથી મારા ઉપર હૂમલો કરી શકાય તેમ નહોતું.

પહાડમાં એક બાજુએ નાની ગુફા જેવું હતું. મેં એ ગુફા પાસે લીલી ધરતી ઉપર તમ્બુ ઉભો કરવાનો વિચાર કર્યો.

ગુફાથી દસ ગજ જેટલે છેટે જઇને મેં એક મોટું અર્ધગોળ કુંડાળું દોર્યું અને એ કુંડાળાની લીટી ઉપર ખીંટીઓ મારી પહેલી હારની પાછળ છએક ઇંચને છેટે બીજી ખુંટીઓ મારી.

જંગલમાંથી ખીંટીઓ માટેની લાકડીઓ કાપી લાવવામાં ને એને છોલીને જમીનમાં ઘાલવામાં મારો ઘણો સમય વીતી ગયો.

પણ આથી કોઈ હિંસક પશુ એકદમ અન્દર આવી ન શકે એવી સગવડ થઈ શકી.

આ કોટની અન્દર જવા આવવા માટે મેં દરવાજો નહોતો રાખ્યો, પણ એક નાની નિસરણી બનાવી તેની મદદ વડે જવા આવવાની ગોઠવણ કરી હતી. આવી રીતે કોટ રચીને એમાં હું ખૂબ નિરાંતે રાત ગાળવા લાગ્યો. કેટલાક સમય પછી મને સમજાયું કે આ બેટમાં મારો કોઈ દુશ્મન નથી જ. હવે મને મારી આટલી બધી ખટપટ નકામી લાગી. આ કિલ્લામાં મેં બધી વસ્તુઓ આણી દીધી હતી. એ પ્રદેશમાં વારંવાર વરસાદ થતો હતો, તેથી મેં બેવડો તમ્બુ ઉભો કર્યો હતો.

એક દિવસ એકાએક ઘનઘોર વાદળાંથી આખું આકાશ ઢંકાઈ ગયું. વિજળી ચમકવા લાગી. વિજળીની ચમક પેઠે એકાએક એક નવી ચિન્તા મારા મનમાં જાગી ઉઠી. મારો દારૂ! જો દુર્ભાગ્યે એ સળગી ઉઠે તો મારું શું થાય?

મારી પાસે લગભગ ત્રણ મણ દારૂ હતો. મેં એના જુદા જુદા ભાગ પાડી નાખ્યા. નાની નાની પેટીઓ ને કોથળીઓમાં તે ભાગ ભરી લીધા અને પહાડી જમીનમાં ખાડા ખોદીને એમાં એ દારૂની પેટીઓ ને કોથળીઓ મૂકી દીધી. એ ઝટ મળી આવે તેટલા માટે નિશાન પણ કરી દીધાં. વળી વરસાદના પાણીથી એ પલળી ન જાય એવી ગોઠવણ પણ મેં કરી દીધી. પલળેલા દારૂના પીપની ચિન્તા ઓછી હતી એટલે એને ગુફામાં એક બાજુએ મૂકી દીધું.

આ બધું કામ કરવામાં મારા પન્દર દિવસ વીતી ગયા.



# પ્રકરણ ૧૧ મું

## સુખ દુઃખની ગણતરી

કિલ્લો બનાવતાં બનાવતાં દરરોજ એકવાર બન્દૂક લઈને હું ખાવાની કોઇ વસ્તુઓ શોધવા નીકળી પડતો હતો. આથી મને બેટની માહિતી પણ ખૂબ મળતી હતી.

એ બેટમાં જંગલી બકરાં ખૂબ હતાં; પણ એ ઘણાં બીકણ ને ઝડપથી દોડનાર હતાં. એમની પાસે જવાનું કામ ખૂબ અઘરૂં હતું. એમને પહેલ વહેલાં જો મને આનન્દ થયો હતો; પણ એમનો આવો સ્વભાવ જોઇ મને કંટાળો આવ્યો. હું એમને પકડવાની રીત શોધવા લાગ્યો. કેટલેક દિવસે મને જણાયું કે જ્યારે એ પહાડના ઉપરના ભાગમાં ચઢતાં હોય છે ત્યારે ઘણે દૂરથી મને જોઈ શકે છે ને નાશી જાય છે, પણ જ્યારે એ પહાડની તળેટીમાં ચડતાં હોય છે ને હું પહાડ ઉપર હોઉં ત્યારે એ મને જોઈ શકતાં નથી. એ બકરાંની આંખો એવા પ્રકારની હશે કે જેથી એ નીચે બરાબર રીતે જોઈ શકે પણ ઉપરના ભાગમાં બરાબર ન જોઈ શકે.

પછી તો એ બકરાંનો શિકાર કરવા માટે હું ઊંચા ભાગમાં

પહેલ વહેલો મેં એક બકરીનો શિકાર કર્યો. બકરીને એક નાનું બચ્ચું પણ હતું. બચ્ચું માને ધાવતું હતું ત્યાં મારી ગોળીથી એ નીચી પડી, બચ્ચું એનીપાસે દીન ભાવે ઉભું રહ્યું. દોટ મૂકીને હું એની પાસે પહોંચી ગયો ને એને ઉપાડીને છાતી સાથે ચાંપ્યું, પછી બકરીને ઉપાડીને હું ચાલવા લાગ્યો એટલે બચ્ચું પણ મારી પાછળ પાછળ કિલ્લા સુધી આવ્યું. મેં બચ્ચાને કિલ્લામાં આણ્યું. મને બચ્ચા ઉપર દયા આવી હતી, મેં એને ઉછેરવાનું નક્કી કર્યું. પણ હજી સુધી એ ખાતાં નહોતું શીખ્યું. ઘણી ઘણી મહેનત કરી જોઈ પણ એ કાંઈ ખાઈ ન શક્યું.

મારી પાસે ખાવાનું ખૂબ થોડું હતું. હું એને સાચવી સાચવીને ખાતો હતો. જો કે માંસ મળી જવાથી મારી ખાવાની ચિન્તા કંઈક ઓછી થઈ.

૩૦ મી સપ્ટેમ્બરે બે પહોર દિવસ ચડતાં મેં આ નિર્જન એકાન્ત સ્થળમાં પગ મૂકયો હતો. દસબાર દિવસ પછી મને થયું કે મારી પાસે પંચાંગ નથી તેથી તારીખ ને વાર જાણવાનું કાંઈ સાધન મારે ઉપજાવવું જોઇએ. આથી મેં એક પાટીઆ ઉપર છરી વડે મોટા મોટા અક્ષરોથી લખ્યું કે " ઈ. સ. ૧૬૫૯ ની ૩૦ મી સપ્ટેમ્બરે મેં આ કિનારે પગ મૂકયો. "

પછી હું પહેલવહેલો જે જગ્યાએ આવ્યો હતો ત્યાં જઈ પાટિઆને ખુંટા વડે ચોડી દીધું. પછીથી દરરોજ જઇને છરી વડે એક એક ચિહ્ન કરવા લાગ્યો. પ્રત્યેક સાતમે દિવસે એક મોટી લીટી કરતો હતો અને મહિનાની પહેલી તારી-

ખની લીટી ખૂબ મોટી કરતો હતો. આ રીતે મેં મારૂં પંચાંગ બનાવી લઇને તારીખ, વાર ને માસ જાણવાનું સાધન તૈયાર કર્યું.

હું વહાણ ઉપરથી થોડા કોરા કાગળ, હોલ્ડર, શાહી, ત્રણ ચાર કમ્પાસ, નકશા, થોડીક ચોપડીઓ તથા એક બાઇબલ લઈ આવ્યો હતો. અમારા વહાણ ઉપર બે બિલાડીઓ અને એક કુતરો હતો. પહેલીવાર જઇને હું બે ય બિલાડીઓને લઈ આવ્યો હતો. કુતરો પણ મારી પાછળ પાછળ તરીને આવ્યો હતો.

એ સમયમાં એ ત્રણ મારાં સાથીસમ્બન્ધી હતાં. એ મારી સાથે વાતચીત કરી શકતાં હોય તો કેવું સરસ! એમ મને લાગતું હતું, પણ એમ કાંઈ બની શકે? તો પણ મને એ મુંગાં દોસ્તોની સાથે રહેવાથી ખૂબ આનન્દ મળતો હતો.

જ્યાં સુધી શાહી ચાલી ત્યાં સુધી તો હું બધી વિગતો પૂરેપૂરી રીતે લખતો હતો; પરન્તુ છેવટ શાહી ખલાસ થઈ ગઈ ને હું ઘણા ઉપાય કરવા છતાં નવી શાહી બનાવી ન શક્યો.

ઘર બનાવ્યા પછી મને ઘણી ઘણી વસ્તુઓની જરૂર જણાવા લાગી. કોદાળી, ખરપી, ટાંકણી, સોય, દોરા તથા પહેરવાનાં કપડાં વિના મને બહુ અડચણ પડવા લાગી, સાધનને અભાવે પ્રત્યેક કામ ઘણું મોડું અને ઘણી મહેનતે થતું હતું. પહેલાં તો મને એથી ખેદ થતો પણ ધીરે ધીરે મને લાગવા માંડયું કે અહીં કોઇ કામ જલ્દીથી કરીને ય શું કામ છે? બચેલો વખત મારે બીજા કયા કામમાં

ગાળવો છે ? આથી મેં નક્કી કર્યું કે જે વખતે જે કામ કરતો હોઉં એમાં જ પૂરેપૂરી ધીરજ ને ખન્ત વાપરવામાં.

મહેનતવાળાં કામ કરતાં કોઈ કોઈ વાર મારું મન હતાશ ને ઉદાસ થઈ જતું. હું દૈવયોગે જે સ્થળે આવી પડયો હતો એ સ્થળ તદ્દન નિર્જન અને સમુદ્ર માર્ગથી દૂર હતું. અહીં હું એકલો જ હતો; બચવાનો એકે ય ઉપાય મને નહોતો સૂઝતો. મને થયું, અરે પ્રભુ ! હવે ઠેઠ સુધી અહીં એકલવાયું જીવન ગાળવું પડશે ? જ્યારે જ્યારે મારા મનમાં આ ચિન્તા ઉપજતી ત્યારે હું બાળકની પેઠે છૂટે મોંઢે રડી પડતો હતો ! પણ ધીરે ધીરે એ ચિન્તા પણ ઓછી થવા લાગી. હું વચ્ચે વચ્ચે મારા નશીબ ઉપર વિચાર ચલાવતો ને ચાલુ સુખદુઃખની ગણતરી કરી મનને ધીરજ આપતો હતો. મેં મારા સુખદુઃખની ગણતરી નીચે પ્રમાણે કરી હતી:

### સુખ

હું જીવતો છું, મારા સાથીઓની પેઠે ડૂબી મર્યો નથી.

હું મારા સાથિઓથી છૂટો પડી ગયો તેથી બચી શકયો છું. જેણે મારો જીવ બચાવ્યો છે એ કોઈ દિવસ મારો ઉદ્ધાર પણ કરશે.

હું કોઈ રણના અન્ન જળ વિનાના પ્રદેશમાં નથી આવી પડયો. અહીં ખાવાના ચીજો મળે છે. આ પ્રદેશ ગરમ છે તેથી વધારે કપડાંની પણ જરૂર રહેતી નથી.

અહીં મને દુશ્મનોનો કાંઈ ડર નથી. ભોગજોગે હું આફ્રિકાના કોઇ પ્રદેશમાં ખેંચાઇ ગયો હોત તો જરૂર

મારો જીવ જાત. ભગવાને ખાસ કરીને મને કામકાજમાં પરોવી રાખ્યો છે. અને વહાણને કિનારા પાસે લાવીને મને ઉપયોગી વસ્તુઓ અપાવી છે!

## દુઃખ

હું નિર્જન ટાપુમાં આવી પડયો છું. અહીંથી મારા છૂટકારાનો કોઇ ઉપાય નથી જણાતો.

હું દુનિયાથી જુદો પડી ગયો છું. મારાં સમ્બન્ધીઓને ક્યારે જઈ મળાશે તે નક્કી નથી.

મારી પાસે ખાવા પીવાંની ચીજો અને પહેરવા ઓઢવાને માટે કપડાં બહુ જ ઓછાં છે.

મારા જીવનની રક્ષાનો એકે ય આધાર નથી. પાસે એકે ય માણસ નથી કે જે ધીરજ આપે અથવા જેની સાથે બે વાતો કરીને દુઃખનો ભાર હળવો કરી શકું.

પણ આમ દુઃખી અવસ્થામાંયે કંઈ કંઇ એવા યોગ હતા કે જેથી મને કંઈક શાન્ત્વના મળતી હતી. જ્યારે જ્યારે હું સુખ દુઃખનો વિચાર કરતો હતો ત્યારે સુખનો અંશ જ અધિક જણાતો હતો. દયામય ભગવાનની લીલા જ એવી છે, એ દુનિયામાં કોઇને દુઃખી રાખતો જ નથી.

આ પ્રકારે ભવિષ્યના સુખ દુઃખની વાતો વિચારીને મેં ઘર બનાવવાનો નિશ્ચય કર્યો, લાકડાં અને માટીની ભીંત બનાવીને પહાડથી ભીંત સુધી ડાળીઓ અને પાટીઆં મૂકીને ઉપર પાંદડાં ઢાંકી મેં છાપરૂં બનાવ્યું.

હવે મેં ઘરમાં બધી ચીજો બરાબર રીતે ગોઠવી દીધી. હવે જે જે ચીજોની ખાસ જરૂર હતી અને જેને લીધી મને

દરરોજ આપદા પડતી હતી તે ચીજો તૈયાર કરવાનો મેં નિશ્ચય કર્યો.

ટેબલ અને ખુરશી વિના હું થોડો વખતે ય આરામથી બેસીને લખી વાંચી શકતો નહોતો. ખાવા પીવાની ય ખૂબ તકલીફ પડતી હતી. છેવટ મેં ટેબલ ખુરશી બનાવવાની શરૂઆત કરી.

પહેલાં મેં કદિ સુથારી કામ નહોતું કર્યું; પરન્તુ મહેનતથી અને એકાગ્ર ચિત્તને લીધે થોડાકજ સમયમાં હું એ કામમાં પ્રવીણ થઈ ગયો. મારી પાસે બધી જાતનાં હથિયાર નહોતાં, પરન્તુ તે છતાં ય મેં ઘણી ચીજો બનાવી લીધી! જે હથિયારો મારી પાસે નહોતાં એનું કામ હું બુદ્ધિવડે કરી લેતો હતા. જેમકે મારી પાસે લાકડાં વહેરવાનું કરવત નહોતું; પણ પણ મારે પાટીઆં બનાવવાની જરૂર પડતી ત્યારે કુહાડીથી ઝાડ કાપીને થડને છોલીને એક મોટું પાટીઉં બનાવતો, પછી એના ઉપર રન્દો ફેરવી લેતો: આવી યુક્તિથી ઘણી મહેનત એક ઝાડમાંથી એક પાટીઉં તૈયાર થતું:

વહાણ ઉપરથી આવેલાં પાટીઆંમાંથી મેં ખુરશી ટેબલ બનાવી લીધાં. એ ઉપરાંત ઝાડનાં પાટીઆં પાડીને એક અભરાઈ પણ બનાવી દીધી અને સૌ ચીજો તેના ઉપર ગોઠવી દીધી.

હું દરરોજનાં કામો, વિચારો ને બનાવો વગેરેનું દૈનિક વૃતાન્ત લખીને ડાયરી તૈયાર કરતો હતો. આ ડાયરીમાં મેં અનેક વાતો લખી હતી. છેવટે જ્યારે મારી પાસે શાહી ખૂટી ગઈ ત્યારે લાચાર થઈને મારે ડાયરી લખવાનું બન્ધ કરવું પડયું. આ ડાયરીમાંની કેટલીક વાતો અહીં આપું છું.

## પ્રકરણ ૧૨ મું

## ક્રૂઝોની ડાયરી

૩૦મી સપ્ટેમ્બર ૧૬૫૯—હું ગરીબ, મૂર્ખ, અભાગી રૉબિન્સન ક્રૂઝો, વહાણ ડૂબી જવાથી આ ભયંકર, નિર્જન બેટમાં આવી પડયો છું. આ બેટનું નામ મેં 'નિરાશાનો બેટ' પાડયું છે, મારા બધા સાથીઓ ડૂબી મૂઆ છે. હું યે અધમૂઓ થઈને મહા મહેનતે નીકળ્યો છું!

ભોજન, વસ્ત્ર, રહેઠાણ અને હથિયાર વિના હું ચારે પાસે મૃત્યુની ભયંકર મૂર્તિ જોઇ રહ્યો છું! જંગલી જનાવરોના પંઝામાં પડીને, અથવા કોઈ નિર્દય જંગલી લોકના હાથમાં પડીને કે ભૂખના દુઃખે મારૂં મોત અવશ્ય થશે જ, એ વિચારે હું હતાશ થઇ ગયો છું. રાત્રે જંગલી પ્રાણીઓની બ્હીકે એક ઝાડ ઉપર ચઢીને સૂતો. આખી રાત વરસાદ વરસ્યો હતો. છતાંય થાકને લીધે ઘસઘસાટ ઉંઘી ગયો.

૧ લી ઓકટોબર—આજે સવારમાં ઉઠીને જોયું કે અમારૂં વહાણ ભરતીનાં પાણીને લીધે કિનારા પાસે આવી પડયું છે. આ જોઈને મારા મનમાં હરખ ને શોક બન્ને થયાં. હરખનું કારણ એ હતું કે હવા કંઈક સ્થિર થતાં હું વહાણ ઉપર જઈને જરૂરી ચીજો લાવી શકીશ અને શોક એટલા માટે કે અમે નાવમાં બેસવાની ભૂલ ન કરતાં વહાણ ઉપર રહ્યા હોત તો બધા બચી શકત!

૧ લી ઓકટોબરથી ૨૪ મી આકટો.—આ દિવ-

સોમાં હું વરસાદમાં પલળી પલળીને ભરતી વખતે તરાપાની મદદથી વહાણ ઉપરથી ઘણી ઘણી વસ્તુઓ લઇ આવતો હતો.

૨૦ મી ઓકટો.બરે–મારો તરાપો ઉંધો થઈ જવાથી આણેલી સૌ વસ્તુઓ પાણીમાં પડી ગઈ. હું માંડ માંડ તરીને બહાર નીકળી ગયો. ઓટ વખતે પાણીમાં પડેલી કેટલીક વસ્તુઓ હું લઈ આવ્યો.

૨૫ મી ઓકટોબર–વહાણ એકાએક અદૃશ્ય થઇ ગયું. દિવસ રાત ખૂબ વરસાદ વરસતો હતો.

૨૬ થી ૩૦ ઓકટોબર–રહેવા માટે સારી જગ્યાની તપાસ કરી. પહાડની તળેટીમાં કિલ્લો બાંધ્યો.

તા. ૩૧ :મી ઓકટોબર–બેટ જોવા માટે બહાર નીકળીને મેં એક બકરીનો શિકાર કર્યો, અને મરેલી બકરી અને એના જીવતા બચ્ચાને કિલ્લામાં લઈ આવ્યો.

૩ જી નવેમ્બર–દિવસના પાછલા પહોરે મેં મેજ બનાવવાની શરૂઆત કરી. ત્રણ દિવસે મેજ તૈયાર થયું.

૫ મી નવેમ્બર–બન્દૂક અને કુતરાને સાથે લઈ જઇને મેં એક જંગલી બિલાડાનો શિકાર કર્યો. એનું ચામડું ખૂબ સુંવાળું હતું. હું જે જે પ્રાણીનો શિકાર કરતો તેનું ચામડું તરતજ ઉતારી લેતો હતો. સમુદ્ર કિનારે ફરતાં ફરતાં મેં જાત જાતનાં કેટલાં ય નવાં પંખીઓ જોયાં. અજબ તરેહનાં બે ત્રણ પ્રાણીઓ જોઈ હું આશ્ચર્યચકિત અને ભયભીત જેવો બની ગયો. એ કયાં જાનવર હશે એ તજવીજ મેં કરવા માંડી. ત્યાં તો એ નાશી ગયાં : હું એમનો શિકાર ન કરી શકયો.

૭ થી ૧૨ નવેમ્બર—આકાશ તદ્દન ચોકખું છે. આ દિવસોમાં ખૂબ મહેનતે મેં એક ખુરસી બનાવી લીધી. પણ એ બરાબર નહોતી બની; આથી મેં એને તોડી નાખીને ફરીથી મનપસન્દ ખુરશી બનાવવાની ખૂબ મહેનત કરી; જો કે એમાં ય હું બરાબર રીતે ન ફાવી શકયો.

૧૩ થી ૧૭ નવેમ્બર—ફરીથી ખૂબ જોરથી વરસાદ, વાયુ, વિજળી અને ગડગડાટનાં ભયંકર દૃશ્ય દેખાવા લાગ્યાં. દારૂ સળગી ઉઠવાની બ્હીકે મેં એના ભાગ પાડી દીધા. પછી નાની નાની કોથળીઓ અને પેટીઓમાં બનાવીને એમાં દારૂ ભર્યો ને એ સૌને પહાડની નીચે જુદી જુદી દાટી દીધી. ખાડા ખોદવાનું કામ મેં વાંસની લાકડી લઇ કર્યું હતું! આ વખતે મને કોદાળીના અભાવથી પડતી મુશ્કેલીનો અનુભવ થયો!

૧૮મી નવેમ્બર—વનમાં ફરતાં ફરતાં મેં એક પ્રકારનું ઝાડ જોયું. એનું લાકડું બહુજ મજબુત અને ભારે હતું. બ્રાઝીલના લોકો જેને 'લોહકાષ્ટ' કહેતા હતા. તે જાતનું એ ઝાડ હતું. મેં ઘણી ઘણી મહેનતે, મારી કુહાડી નકામી કરીને, એ ઝાડની એક ડાળ કાપી. ડાળ ખૂબ ભારે હતી, એટલે એને ઘર સુધી લાવતાં મને ઘણી મહેનત પડી. રોજ રોજ એને થોડી થોડી છોલીને મેં એની એક કોદાળી બનાવી. જો કે કોદાળી જેવી ધાર તો ન નીકળી, પણ કામ નભે તેવી એ કોદાળી બની.

૨૩ નવેમ્બર થી ૨૬ ડિસેમ્બર—મારા તંબુની પાછળ જે એક નાની ગુફા હતી તેને ધીરે ધીરે ખોદીને મોટી કરવા માંડી. ૧૦મી ડિસેમ્બરે એની છત એકાએક તૂટી પડી: જો એ વખતે હું અન્દર હોત તો જીવતો જાગતો જ

આ દુર્ઘટનાથી હું ખૂબ ગભરાયો. ફરીથી આવું ન બને એટલા માટે મેં છતને એક ટેકો મૂકયો. છતની નીચે પડેલી બધી માટીને મેં બહાર કાઢી નાખી. પછી છતને એક પાટીઉં અટકાડીને નીચે એક થાંભલો મૂકી દીધો. આ રીતે છતને સુરક્ષિત બનાવીને મેં એક અભરાઇ બનાવી અને નકામી હતી તેવી બધી ચીજો એના ઉપર મૂકી દીધી, કેટલીક વસ્તુઓને દીવાલમાં ખીંટીઓ મારીને તેના ઉપર લટકાવી દીધી. આથી થોડી જગ્યામાં મારી ઘણી ચીજો સહેલાઇથી રાખી શકાઇ.

૨૭ મી ડિસેમ્બર—એક બકરીના બચ્ચાનો શિકાર કર્યો. અને બીજા બચ્ચાને પકડી લીધું. ઘેર લઈ આવીને પછી મેં એને પગે પાટો બાંધ્યો. પૂરતી સંભાળને લીધે બચ્ચાને થોડા દિવસમાં આરામ થઇ ગયો. પછી તો એ છૂટું રહેતું તો પણ મારાથી બ્હીને નાશી જતું નહિ. આ જોઈને મારૂં ચિત્ત પશુપાલન તરફ વળ્યું.

## પ્રકરણ ૧૩ મું

## કુઝોનું નવું વર્ષ

૧ લી જાન્યુઆરી—આજે સખ્ત ગરમી પડી. સવારે અને સાંઝે બન્દૂક લઇને ફરવા જાઉં છું. અને બપોરે સ્હેજ આરામ કરૂં છું. આજ મેં ફરતાં ફરતાં પહાડની તળેટીમાં એક જગ્યાએ જંગલી બકરાંનું એક ટોળું જોયું. એ ઘણાં બ્હીકણ હતાં: કુતરા વડે મેં એમનો શિકાર કરવા ધાર્યું.

૨ જી જાન્યુઆરી—મારા કુતરા સાથે હું બકરાંનો શિકાર કરવા ગયો. બકરાંના ટોળા ઉપર મેં કુતરાને છોડી મૂક્યો, પરન્તુ બકરાં એની સામે થયાં ને ડોળા કાઢીને અને શીંગડાં ને કાન સીધાં રાખીને સામાં ઉભાં. કુતરો એમની પાસે ન જઈ શક્યો !

૩ થી ૧૬ જાન્યુઆરી—મેં કિલ્લાની આસપાસ ઘાસ ઉગાડ્યું. જેથી બહારથી જોતાં કોઈ ને મારા રહેઠાણની ખબર ન પડે. આમ કરવાથી મને પાછળથી ઠીક લાભ મળ્યો.

આ વખતે મારે બીજું કંઈ કામ નહોતું. વરસાદ બન્ધ રહેતાં જ હું જંગલમાં ફરવા નીકળી પડતો હતો, એક દિવસ મેં જંગલી કબુતરોના માળા ખોળી કાઢ્યા. મેં એમનાં કેટલાં બચ્ચાંઓને લાવીને પાળવાનો પ્રયત્ન કરી જોયો; પણ સ્હેજ મોટાં થતાં એ ઉડી ગયાં, મને લાગ્યું કે કદાચ બરાબર ખાવાનું નહિ મળવાથી એ ઉડી ગયાં હશે. મારી પાસે એમને ખવ-

રાવવા યોગ્ય એકે ય વસ્તુ નહોતી. ગમે તેમ પણ જ્યારે હું ફરવા નીકળતો ત્યારે બે ત્રણ કબુતર લઇ આવતો.

હવે મને ઘણી ઉપયોગી ચીજો વિના ઘણી અડચણ પડવા લાગી. એમાં ય ખાસ કરીને દીવા વિના મને ખૂબ અડચણ પડવા લાગી. સાંજ પડતાં જ એટલું બધું અન્ધારૂં થઈ જતું કે પછી પથારીથી સહેજેય દૂર જઇ શકાતું નહોતું. આફ્રિકામાંથી નાશી છૂટતાં તો મેં મીણબત્તી સળગાવી સળગાવીને ચલાવ્યું હતું; પણ અહીં તો મારી પાસે એ પણ નહોતી. મેં પેલી બકરીની થોડીક ચરબી રાખી મૂકી હતી. મેં માટીનો એક દીવો બનાવી એને તડકામાં સૂકવી દીધો, અને એમાં થોડી ચરબી મૂકીને કપડાની દીવેટ મૂકી દીવો કરવા માંડયો. એથી સારો પ્રકાશ થતો હતો; પરન્તુ મીણબતી જેવો સ્થિર અને ચોકખો પ્રકાશ નહોતો થતો.

વહાણ ઉપરથી મેં કેટલુંક અનાજ આણ્યું હતું. એક દિવસ મને જણાયું કે બધું અનાજ ઉન્દરોએ ખલાસ કર્યું છે, માત્ર ફોતરાં પડ્યાં છે. આથી કોથળાનું મોં છોડી નાખીને ફોતરાં આમ તેમ નાંખી દીધાં.

એક મહિના પછી વરસાદનાં પાણીને લીધે મેં કેટલાક ફણગા ફૂટેલા જોયા. એ જોઈને મને ખૂબ નવાઈ લાગી. ઘણા વિચાર કરવા છતાં ય મને એકદમ ન સમજાયું કે એ અંકુર કયા ઝાડના હશે ! કેટલાક દિવસ પછી જ્યારે એને પાંદડાં થયાં ત્યારે હું એને ઝટ ઓળખી શકયો—એ તો જુવારના છોડ હતા !

આ જોઈને મને ખૂબ નવાઈ લાગી અને જે અનેક વિચારો આવવા લાગ્યા એનું વર્ણન કરવા હું અસમર્થ છું. અત્યાર સુધીમાં ધર્મ ઉપર મારૂં ચિત્ત નહોતું ચોટતું પણ આ નિર્જન બેટમાં, બી વાવ્યા વિના એકાએક આ છોડને ઉગેલા જોઇને મને પરમેશ્વરની દયા માયા સમજાઇ. મેં જાણ્યું કે પરમેશ્વરે મારા પ્રાણ બચાવવા માટે જ આ નિર્જન બેટમાં આટલા છોડ ઉપજાવ્યા છે. એ વખતે મારા મનમાં થયું કે—

'જેને રામ રાખે રે;
તેને કોણ મારી શકે?'

પ્રભુની આવી મહેર જોઈને મારૂં હૃદય ગદ્ગદિત થઈ ગયું. મારી આંખોમાં હર્ષાશ્રુ આવી ગયાં. મારા જીવનને માટે એ વિશ્વંભર કેવી કેવી રચનાઓ કરે છે એ જાણીને મેં એમની ખૂબ પ્રાર્થના કરી. પહાડની આસપાસ પણ બીજા છોડ ઉગ્યા હતા.

મેં અનુમાન કર્યું કે ધાન્યના છોડ અહીં ઉગ્યા છે તો જરૂર આ બેટમાં બીજે ઠેકાણે પણ અનાજ થતું હશેજ. હું આખા બેટમાં ફરી વળ્યો; પણ ક્યાંય અનાજના છોડ ન જણાયા, હવે અચાનક મને લાગ્યું કે જે ફોતરાં મેં ફેંકી દીધાં હતાં તેમાં ક્યાંક રહી ગયેલા દાણા આમ ઉગી નીકળ્યા છે!

જાર પાકી ગઈ એટલે મેં બહુ કાળજીથી ડુંડાં લણી

લીધાં. દાણા છૂટા પાડીને મેં એને સાચવી મૂક્યા ને વળી મોસમ આવે એટલે એ દાણાને વાવી દેવાનો નિશ્ચય કર્યો.

પહેલે વર્ષે તો વખતસર બી નહિ વાવવાથી બહુ સારો પાક ન મળી શક્યો. આ રીતે ખેતી કરવામાં એ બેટનાં હવા પાણીનો મહાવરો કરવામાં અને ખર્ચ જોગું અનાજ ઉપજાવવામાં ચાર વર્ષ વીતી ગયાં. ચોથે વર્ષે પણ હું આખું વર્ષ ચાલી શકે એટલું અનાજ ઉપજાવી શક્યો નહિ: આ સંબંધી વધારે વિગત આગળ ઉપર જણાવીશ.



# પ્રકરણ ૧૪ મું

## ધરતીકંપ

તા. ૧૭ થી ૩૦ મી એપ્રિલ—મારા ઘરનો કોટ કિલ્લો અને સીડી વગેરે તૈયાર થઇ ગયાં. કોટ ચડી ઉતર્યા વિના કોઇથી હવે અન્દર આવી શકાય તેમ નહોતું. આથી હું મારા એ નવા ઘરમાં નિશ્ચિન્તિથી રહેવા લાગ્યો.

પરન્તુ એકાએક મારી બધી મહેનત ઉપર પાણી ફરી વળે એવો એક બનાવ બન્યો !

હું મારા તંબુની પાછળ ગુફાને બારણે બેસીને કંઇક કામ કરતો હતો. ત્યાં અચાનક ખોની છતમાંથી અને પહાડ ઉપરથી માટી ગરવા લાગી. ગુફાની છતને ટેકવીને જે બે થાંભલાઓ મૂકયા હતા તે એકદમ તૂટી પડયા ! એ જોઇને હું ખૂબ ગભરાઇ ગયો. એકદમ તો હું એનું કારણ સમજી શકયો નહિ. પહેલાં તો મેં ધાર્યું કે જેમ પહેલાં એકવાર છત તૂટી પડી હતી તેમ આ વખતે પણ બનશે. એ છતની નીચે દબાઇ જવાની બ્હીકે હું તંબુ તરફ દોડી ગયો; પરન્તુ ત્યાં પણ પહાડ ઉપરથી મોટા મોટા પત્થરો ગબડી પડતા હતા ! દોટ મૂકીને કોટ ઉપર થઇને હું ખુલ્લા મેદાનમાં દોડી ગયો.

હવે મને સમજાયું કે આ તો ભયંકર ધરતીકંપ થાય છે ! આઠ આઠ મિનિટને આંતરે ત્રણ વખત એટલા જબરા આંચકા આવ્યા કે જેથી ભલભલાં મજબુત ને આલિશાન

મકાન પણ ગબડી પડે. મારા ઘરથી લગભગ અડધા ગાઉ ઉપર, સમુદ્રતટ ઉપર આવેલા, એક પહાડનું શિખર તૂટી ગયું ને ભયંકર અવાજ સાથે નીચે, સમુદ્રમાં, પડ્યું. કેવો ભયંકર અવાજ! એવો અવાજ તો મેં કદી સાંભળ્યો નહોતો. શિખરના પડવાથી સમુદ્રમાં પણ ભયંકર તોફાન ચાલી રહ્યું, ચોમેર રાક્ષસી મોજાં ઉછળી રહ્યાં. મને તે વખતે સમજાયું કે ધરતીકંપની અસર જમીન કરતાં પાણી ઉપર ઘણી વધારે થાય છે.

આવો ભયંકર બનાવ મેં એ પહેલાં કદી જોયો–જાણ્યો નહોતો. અગાધ સમુદ્રમાં ડૂબતા વહાણમાં જે રીતે જીવ ગભરાય છે તેવીજ રીતે એ ધરતીકંપથી મારો જીવ ગભરાવા લાગ્યો. પેલા સામેના પહાડ ઉપરનું શિખર તૂટી પડ્યું તે જોઈને તો ધ્રુજી ઉઠ્યો. મને થયું, વખતે મારા તંબુ પાસેનો પહાડ તૂટી પડશે તો ?

ત્રીજી વખતના આંચકા પછી ઘણી વાર સુધી કાંઇ આચમે ન આંચકો. હવે મારા જીવમાં જીવ આવ્યો, પરન્તુ પહાડ તૂટવાની બ્હીકે તંબુમાં જવાની મારી હિમ્મત ન ચાલી. એ ખુલ્લા મેદાનમાં દિગ્મૂઢ થઇને હું બેસી રહ્યો. મારૂં અન્તર પરમાત્માને પ્રાર્થના કરતું હતું કે 'હે ઇશ્વર, હે કરૂણાસિન્ધુ, મને બચાવો, બચાવો.'

થોડી વાર પછી એકાએક આકાશમાં ચોમેર વાદળાં ચઢી આવ્યાં. હવે ખૂબ મુશળધાર વરસાદ વરસશે એવું મેં અનુમાન કર્યું. ખરેખર, બીજી જ પળે પવનનું જોર વધવા લાગ્યું: અર્ધાએક કલાક પછી ભયંકર તોફાન શરૂ થયું, સમુદ્ર

હવે મને વિચાર થવા લાગ્યો કે અહીં આવા ભયંકર ધરતીકંપ થાય છે તેથી આ ગુફામાં કે પહાડની પાસે રહેવું સહીસલામત નથી. કોઇ ખુલ્લા મેદાનમાં ઘર બાંધવાનો મેં નિશ્ચય કર્યો.

× × × ×

યોગ્ય જગાની શોધ કરવામાં અને ઘર બાંધવા માટે જોઇતી ચીજો મેળવવામાં બે ત્રણ દિવસ વીતી ગયા.

પહાડ પાસેનું રહેઠાણ તૈયાર કરવામાં મારો ઘણો સમય ગયો હતો. ઘણી મહેનતે મેં એમાં જોઇતી બધી સગવડો કરી હતી. આટલી મહેનતે તૈયાર કરેલું એ રહેઠાણ છોડતાં મારો જીવ નહોતો ચાલતો. પણ શું કરવું? છેવટ મેં જેમ તેમ કરી મનને મનાવી લીધું અને નવું ઘર બાંધવાની તૈયારી કરવા લાગ્યો. એ ઘર તૈયાર થઇ જાય ત્યાં સુધી પેલા તંબુમાંજ રહેવાનું રાખ્યું.

નવું ઘર બાંધવા માટેનાં પૂરતાં જરૂરી સાધનો મારી પાસે નહોતાં. નાની નાની કુહાડીઓ તો ઘણી હતી, પણ મોટી કુહાડીઓ માત્ર ત્રણ જ હતી. આફ્રિકામાં નાની કુહાડીઓ વધારે ઉપયોગી થઇ પડે છે એમ જાણીને એવી ખૂબ નાની કુહાડીઓ મેં સાથે રાખી હતી. મોટી કુહાડીઓ તો ગણી ગાંઠી જ રાખી હતી. શરૂઆતમાં મોટી કુહાડીઓથી કામ શરૂ તો કર્યું, પણ ઘર માટેનાં સખ્ત લાકડાં કાપતાં એ ત્રણે ય કુહાડીઓની ધાર ઉતરી ગઇ. વહાણમાંથી ધાર ચડાવવાનો પત્થર હું લઇ આવ્યો હતો. એ પત્થરને ગોળ ગોળ ફેરવી ઓજારોને ધાર ચડાવાતી હતી, પરન્તુ

એ પત્થર એટલો ભારે હતો કે મારા જેવા એકલા માણસને એક હાથે એ ફેરવવાનું ને બીજે હાથે ધાર ચડાવવાનું કામ ઘણું મુશ્કેલ હતું; પણ કુહાડીઓને ધાર ચડાવ્યા વિના તો છૂટકો નહોતો એટલે મેં કંઇક ઉપાય ખોળવા માંડયો. ઘણા ઘણા વિચાર કર્યા પછી મેં એક યુક્તિ ખોળી કાઢી. એક પૈડા ઉપર દોરી બાંધીને મેં પગવડે પેલા પત્થરને ફેરવવાની ગોઠવણ કરી. એ નવી ગોઠવણ ઠીક ઉપયોગી થઈ પડી. ધાર ઉતારવાનું કામ ઝપાટાભેર ચાલવા લાગ્યું. બે દિવ-સમાં જ મેં બધાં ઓજારોને ધાર ચડાવી દીધી.

નવા ઘરનું કામકાજ કરવાની પૂરતી તૈયારી મેં કરી લીધી, પરન્તુ વળી ખાવાનું મેળવવાની ઉપાધિ આવી પડી! મારી પાસેની ખાધાખોરાકી હવે ખૂટી જવા આવી હતી. આથી હું દરરોજ એક જ બિસ્કુટ ખાઇને ચલાવવા લાગ્યો હવે નવો ખોરાક મેળવવો જ પડશે એમ મને લાગ્યું.

હું ખોરાક મેળવવાની તજવીજ કરવા લાગ્યો.

## પ્રકરણ ૧૫ મું

## ભાંગેલા વહાણનું પુનર્દર્શન

૧ લી મે—સવારમાં ઉઠીને મેં સમુદ્ર તરફ જોયું તો ભાઠામાં એક જગાએ દૂર–દૂર પીપ જેવી કોઇ વસ્તુ મારી નજરે પડી. નવાઈ પામીને હું એ તરફ દોડયો. પાસે જતાં મને જણાયું કે ખરેખર એ બન્દૂકના દારૂનું પીપ હતું. દારૂમાં પાણી પેસી જવાથી એ કઠણ લાકડા જેવો થઇ ગયો હતો. પણ કદાચ આગળ ઉપર એય કામ આવે એમ ધારી એને કિનારા ઉપર ગબડાવી લાવ્યો. પેલા પીપ પાસે અમારા ભાંગેલા વહાણના બે ત્રણ ટુકડા પડ્યા હતા. જરા દૂર નજર કરતાં મને અદ્રશ્ય થયેલા પેલા વહાણ જેવું કંઈક જણાયું. મને નવાઈ લાગી કે અદ્દશ્ય થયેલું એ વહાણ એકાએક ક્યાંથી દેખાયું?

વહાણ જોતાં જ મને અન્દરની બીજી વસ્તુઓ સાંભરી. મને થયું કે જો એમાંથી બાકી રહેલી બીજી વસ્તુઓ પણ લઇ આવું તો તે મને ઘણી ઉપયોગી થઈ પડશે.

વહાણ પાસે જવા હું તૈયાર થયો. ઘણો માર્ગ કાપી, પા માઈલની ખાડી વટાવી, હું પેલા વહાણ પાસે જઈ પહોંચ્યો. એનો પાછલો ભાગ રેતીમાં ઘુસી ગયો હતો. મને હવે સમજાયું કે આ બધું પેલા ધરતીકંપનું પરિણામ છે. ધરતીકંપના આંચકાથી વહાણનો ઘણો ભાગ તૂટી ગયો હતો અને તેથી કેટલી ય ચીજો ભરતીનાં પાણીમાં કિનારા તરફ તણાઇ આવતી હતી.

હવે મેં નવું ઘર બનાવવાની વાત કોરે મૂકીને પેલા વહાણમાંની બાકી રહેલી ચીજોને કિનારે લઇ જવાનું કામ શરૂ કર્યું. વહાણમાં ખૂબ રેતી ભરાઇ ગઈ હોવાથી મારૂં કામ ઘણું મુશ્કેલ બન્યું હતું, પરન્તુ છેવટ વહાણના ટુકડા ટુકડા કરી તે અને તેની સાથે મળતી ચીજો કિનારે લઈ જવાનો નિશ્ચય કર્યો. એકે ય ચીજ પડી ન મૂકવી એમ મેં નક્કી કર્યું; કારણ એ નિર્જન બેટમાં જે ચીજ મળી જતી તે કોઈ ને કોઈ ઉપયોગમાં તો આવી જતી જ.

કુહાડી વડે ડેક ઉપરના એક કઠેરાને તોડી નાખીને કાઢી શકાય તેટલી રેતી મેં બહાર કાઢી નાંખી. પરન્તુ ભરતીનાં પાણી ચડતાં જોઈને મારે તે દિવસ કામ બંધ રાખવું પડ્યું.

૪ થી મે—હું આજે માછલી પકડવા ગયો, પરન્તુ ખાવા લાયક એક પણ માછલી ન મળી. મેં સુતરના દોરડામાંથી એક દોરી કાઢીને તેની માછલી પકડવાની રસ્સી બનાવી હતી. ને એની મદદથી જરૂરજોગી માછલીઓ હું પકડી શકતો.

૫ મેથી ૧૫ મી જૂન—ખાવા પીવાના ને ઉંઘવાના સમય સિવાય બાકીનો બધો વખત હું પેલા ભાગેલા વહાણમાં ચીજો લઈ આવવામાં ગાળતો ને લાકડાંનાં પાટીઆં, લોઢું, સીસું વગેરે જે મળી આવતું તે લઇ આવતો હતો.

# પ્રકરણ ૧૬ મું.

## કુઓની માંદગી

૧૮ થી ૨૪ જૂન—વરસાદને લીધે ઘરની બહાર નીકળી શકતો નહોતો; ટાઢને લીધે મારૂં આખું શરીર ધ્રુજવા લાગ્યું. એક આખી રાત હું બેચેનીમાં પડયો રહ્યો. સખ્ત માથું દુખવા લાગ્યું ને તાવ ચડવા લાગ્યો. ધીરે ધીરે બેચેની ખૂબ વધવા માંડી.

એ નિર્જન બેટમાં હું એકલો હતો તેથી માંદગીના સહેજ વિચારે જ હું અધમૂઆ જેવો થઈ ગયો.

હલ બન્દર આગળના તોફાન વખતે કર્યું હતું તેમ મેં ફરીથી ભગવાનની પ્રાર્થના કરી, પણ એ વખતે હું શું શું બોલ્યો હઇશ એ અત્યારે તો યાદ નથી. એ વખતે ગભ-રાટને લીધે હું જડવત્ થઇ ગયો હતો, વચ્ચે બેએક દિવસ તબિયત કંઇક ઠીક રહી, પરન્તુ વળી બેચેની વધવા લાગી. માથાના દુખાવાથી પણ ઘણું દુ:ખ થવા લાગ્યું.

૨૫ મી જૂન—આજે ખૂબ તાવ ચડયો. પ્રથમ ટાઢ ચડી આવી, પછી બળતરા બળવા લાગી. સાત કલાક સુધી તાવ રહ્યો.

૨૭ મી જૂન—આજ તબિયત કંઇ ઠીક રહી, પરન્તુ અશક્તિ બહુ હતી. ઘરમાં કંઇ જ ખાવાનું નહોતું. શું કરૂં! છેવટ બન્દૂક લઇને બહાર નીકળ્યો ને બેળે બેળે કંઇક શિકાર મેળવી લાવ્યો.

૨૭ મી જૂન—આજ ફરીથી ખૂબ જોરથી તાવ ચડી આવ્યો. આખો દિવસ પથારીમાં ભૂખ્યો તરસ્યો પડી રહ્યો. તરસે જીવ જતો'તો, પણ એ વખતે ઉઠીને પાણી લેવા જેટલી ય શક્તિ મારા શરીરમાં રહી નહોતી. મારૂં મગજ સૂનકાર મારતું હતું. મેં ઈશ્વરની પ્રાર્થના કરવા માંડી: "પ્રભુ, એકવાર મારી સામે જુઓ. મારા ઉપર દયા કરો, મને ઉગારો, પ્રભુ."

બે ત્રણ કલાક પછી તાવ કંઈક નરમ પડયો, એટલે હું ઉંઘી ગયો. મોડી રાતે મારી ઉંઘ ઉડી ગઈ.

ઉંઘ ઉડી ગયા પછી મને કંઈક આરામ જણાવા લાગ્યો. હજી ય અશક્તિ ખૂબ હતી, તરસે ગળું સુકાતું હતું; પણ ઘરમાં પાણીનું એક ટીપું ય નહોતું! તરસ રોકીને થોડી-વાર સુધી હું પથારીમાં આંખો મીંચીને પડી રહ્યો.

એ વખતે મારા મનમાં જે ગભરામણ થઈ એનું વર્ણન અત્યારે નથી થઈ શકતું. મને થવા લાગ્યું, 'ખરી રીતે હું ઈશ્વરને ઓળખતો નથી. પિતાજીએ જે કંઈ ધર્મજ્ઞાન આપ્યું હતું તે આજ સુધીની કુસંગતિને પરિણામે જતું રહ્યું હતું. સુખ વખતે ઈશ્વરનો ડર રાખવાનું, દુઃખમાં એના ઉપર ભરોસો રાખવાનું અને દુઃખમાંથી મુક્ત થયા પછી એનો ઉપકાર માનવાનું હું નહોતો શીખ્યો. આટલા દિવસોથી જે અનેક દુઃખો હું ભોગવું છું એ મારાં પાપનું જ ફળ છે. ઈશ્વરે કરેલી એ શિક્ષા છે એમ હું કદિ નહોતો સમજ્યો. પિતા-જીની આજ્ઞા ઉલંઘીને મેં અનેક દુઃખો સહન કર્યાં હતાં. જ્યારે જ્યારે દુઃખમાંથી હું મુક્ત થતો ત્યારે ત્યારે પણ ભક્તિભાવથી પ્રભુનો ઉપકાર માનતો નહોતો!

નિરાધાર સ્થિતિમાં તાવથી પીડાઇને હું મોતની વાટ જોવા લાગ્યો. તાવની પીડાથી મારૂં આખું શરીર દુર્બળ ને નિસ્તેજ બની ગયું હતું. એ વખતે ધીરે ધીરે મારા મનમાં ધાર્મિક ભાવો જાગવા લાગ્યા. અજ્ઞાન દશામાં હું ઇશ્વરની આરાધના કરવા લાગ્યો. મેં એ વખતે ઇશ્વરની કેવી પ્રાર્થના કરી, તેમની પાસે શું માગ્યું એમાંનું અત્યારે તો કાંઈ જ યાદ નથી, એટલું યાદ છે કે આંસુથી મારી આખી પથારી ભીંજાઈ ગઈ હતી.

તે વખતે મને પિતાજીનાં વચનો યાદ આવ્યાં !

મેં ખૂબ જોરથી પોકારીને ભગવાનની પ્રાર્થના કરી, "હે ભગવાન, આ દુઃખમાંથી મને એકવાર બચાવો."

૨૮ મી જૂન—આજે ઉંઘને લીધે કંઇક આરામ જણાવા લાગ્યો. જાગ્યો ત્યારે તાવ ઉતરી ગયો હતો. સ્હેજ સાતા વળતાં મને લાગ્યું કે તાવની વાળી આવતી કાલે છે. મેં બીજા દિવસને માટે ખાવાપીવાની જોગવાઇ કરવા માંડી પ્રથમ તો મેં એક મોટી શીશીમાં પાણી ભરીને એને ઓશીકા નીચે મુકી દીધી. પછી થોડુંક ખાઇ હું આમતેમ ટહેલવા લાગ્યો: મારૂં શરીર અત્યન્ત દુર્બળ પડી ગયું હતું. ચિન્તાથી મારૂં હૃદય ફડફડી ઉઠતું હતું, કાલે ફરી તાવથી પીડાવું પડશે એ વિચારે હું ધ્રુજી ઉઠ્યો. રાત્રે બે ત્રણ ઈંડાં ખાધાં. મારા આખા જીવનમાં મેં આજે ભગવાનને ધરાવીને પછી ખાધું !

બહાર ફરી આવવાનો પ્રયત્ન કર્યો પણ અશક્તિને લીધે મારાથી બન્દૂક ઉપાડી ન શકાઇ. બન્દૂક વિના તો હું કદિ

બહાર નીકળતો જ નહોતો, તેથી નિરાશ થઈ થોડેક જઈને જમીન ઉપર બેઠો.

મને વિચારો ઉપર વિચારો આવવા લાગ્યા.

મેં જોયું કે સામે નીચે અનન્ત ભૂરો સમુદ્ર છે, ઉપર અનન્ત ભૂરૂં આકાશ છે, અને એ બેની વચ્ચે હું એક ક્ષુદ્ર-તમ પ્રાણી છું. મારા મનમાં અનેક પ્રશ્નો ઉદ્ભવવા લાગ્યા: આ અનન્ત સમુદ્ર, આટલા બધા દેશો, એ બધું શું છે? એની ઉત્પત્તિ ક્યાંથી ને કેવી રીતે થઈ હશે? મનુષ્ય, પશુ, પક્ષી વગેરે કોણે બનાવ્યાં? હું પહેલાં કોણ હઈશ? એવી કઈ ગુપ્ત શક્તિ છે કે જે આવી વિધવિધ રચના કરીને સુન્દર કલા બતાવી રહી છે! મને સમજાયું કે આ બધી શક્તિ પરમેશ્વરની જ છે. પ્રભુ જ આખા સંસારના કર્તાહર્તા છે: એની જ કૃપાથી આ આખો સંસાર ચાલી રહ્યો છે.

ઘણા વિચારો પછી વ્યાકુળ ચિત્તે હું ઉભો થયો. ભીંતને ટેકે ટેકે જઈને પથારીમાં પડયો, પરંતુ ઉંઘ ન આવી. છેવટ હું એક ખુરશી ઉપર બેઠો. આવતી કાલે ય તાવ ચડશે એ ફિકરથી મારો જીવ ખૂબ ગભરાવા લાગ્યો.

એકાએક મને યાદ આવ્યું કે બ્રાઝીલના રહેવાશીઓ રોગનું બીજું કાંઈ ઓસડવેસડ નથી કરતા, પણ બધા રોગ ઉપર એક તમાકુનું જ સેવન કરે છે! મારી પાસે તમાકુન થોડાં પાન હતાં એનું સેવન કરી જોવાનું મેં નક્કી કર્યું.

ખરેખર, ભગવાનની પ્રેરણાથી જ મારા મનમાં આ વિચાર આવ્યો હશે! હું હળવે હળવે તાકા પાસે ગયો. તાકું ઉઘેડતાં એકી સાથે મને દેહ અને મનનાં ઓસડ મળ્યાં!

તાકામાં થોડી તમાકુ હતી અને એક બાઇબલ હતું. એ લઇને હું દીવા પાસે ગયો.

તાવ ઉપર તમાકુનું સેવન કેવી રીતે થઇ શકે છે તે હું નહોતો જાણતો. એ વિચિત્ર દવાથી મારો તાવ વધશે કે ઘટશે એય હું નહોતો જાણતો, તોપણ છેવટ મેં થોડી તમાકુ ખાવાનો નિશ્ચય કર્યો.

મેં થોડી તમાકુ મોંમાં મુકીને ચાવી. તમાકુ ખાવાની ટેવ નહિ હોવાથી થોડીજ વારમાં મારૂં માથું ફરવા લાગ્યું.

પછી સૂતી વખતે પીવા માટે મેં થોડીક તમાકુ દારૂમાં બોળી રાખી, વળી એક માટીના વાસણમાં થોડીક તમાકુ નાખીને મેં એને દેવતા ઉપર મૂક્યું. તમાકુનો ધુમાડો ગુફામાં ચોમેર ફેલાવા લાગ્યો. મેં ધુમાડાની વાસ લેવા માંડી પણ થોડી જ વારમાં મારે ખસી જવું પડ્યું.

હવે મેં થોડુંક વાંચવાનો વિચાર કર્યો. બાઈબલ હાથમાં લીધું તો ખરૂં, પણ માથામાં ચક્કર આવતાં હોવાથી હું કાંઈ વાંચી ન શકયો. હા, પુસ્તક ઉઘેડતાં જ નીચેના વાકય ઉપર મારી નજર પડી: "સંકટમાં મારૂં શરણ લે. હું તને ઉગારીશ ને તું મારા મહિમાનાં ગાન ગાઇશ.'

આટલી વાત મારા મનમાં ઠસી ગઇ પરન્તુ 'ઉગારીશ' એ શબ્દ મને ન સમજાયો. અહીંથી મારો ઉદ્ધાર થવાનું લગભગ અસંભવિત હતું. મારા અવિશ્વાસી મનમાં પ્રશ્ન થવા લાગ્યો કે 'શું ઈશ્વર મને અહીંથી ઉગારશે? જો કે ઘણા દિવસોથી ઉગરવાની સ્હેજે ય આશા નહોતી રહી તેમ છતાં

એ વાક્ય વાંચ્યા પછી મારા મનમાં સ્હેજ સ્હેજ આશા રહેવા લાગી: પ્રભુ ઉપર મને સ્હેજ સ્હેજ વિશ્વાસ બેસવા લાગ્યો હતો.

તમાકુનો નિશો ચડતો હતો. મારી આંખો મીંચાવા લાગી. સૂતાં પહેલાં ઘુંટણીએ પડીને મેં ભગવાનની પ્રાર્થના કરી. મારા આખા ય જીવનમાં મેં તે જ દિવસે પ્રભુ પાસે ભક્તિભાવપૂર્વક ક્ષમા માગી !

ઈશ્વરની આરાધના કર્યા પછી મેં પેલી બનાવેલી તમાકુ પીવા માંડી. બેળે બેળે બેત્રણ ઘુંટડા ભરીને હું સૂઈ ગયો. વખતે જરૂર પડશે એમ ધારી મેં દીવો બળતો જ રાખ્યો હતો.

તમાકુનો નિશો ધીરે ધીરે મારા આખા શરીરમાં વ્યાપી ગયો. જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે ત્રણ વાગવાનો સમય થયો હતો. એ વખતે હું બરાબર બે દિવસ ને બે રાતો સુધી ઊંઘ્યો હતો, એમ ઘણા દિવસ પછી દિવસોની ગણતરી કરતાં ખબર પડી! કારણ મારી ગણતરીમાં એક દિવસ ઓછો થયો હતો. બેહોશીને લીધે તરત તો મને એ વાતની ખબર પડી નહોતી.

હું જાગ્યો ત્યારે શરીર કંઈક હળવું પડ્યું હતું, અને મન પણ પ્રસન્ન ને સ્ફૂર્તિવાળું બન્યું હતું. હું ઊઠીને ઉભો થયો. આગલા દિવસ કરતાં મને કંઈક શક્તિ વધેલી જણાઈ, સ્હેજ ભૂખ પણ ઊઘડી હતી.

બીજે દિવસે તા. ૨૯ મી જૂને તાવ ચડયો.

૩૦ મી જૂન—આજે તાવ ચડવાની વારી નહોતી. બન્દૂક લઇને હું બહાર નીકળ્યો, જો કે બહુ દૂર તો ન જઈ શકાયું. હંસની જાતનાં બે જળ પંખીઓને મારીને હું પાછો આવતો રહ્યો, પરન્તુ એ ખાવાની રુચિ નહોતી થતી તેથી માત્ર થોડાંક ઈંડાં ખાધાં.

આજે પણ સૂતા પહેલાં મેં તમાકુ પલાળીને પીધી હતી, એથી બીજે દિવસે સ્હેજ ટાઢ જણાવા લાગી, પણ સખ્ત તાવ ન આવ્યો.

૨ જી જુલાઈ—આજે તમાકુનું ત્રિવિધ રીતે, એટલે ચૂર્ણ, ધુમાડો ને કાઢો કરીને, સેવન કર્યું.

હવે તાવ તો મટી ગયો, પરન્તુ પહેલાં જેવી શક્તિ આવતાં ઘણા દિવસ નીકળી ગયા. હવે મારા મનમાં હરહમ્મેશ પેલું વાક્ય, 'હું તને ઉગારીશ,' સ્મરણ થવા લાગ્યું. આ સંકટમાથી ઉગરવાનો વિચાર આવતાં જ હું વ્યાકુળ થઈ જતો હતો ને પહેલાનાં દુઃખોમાંથી ઉગરી શક્યો હતો તે વાત ભૂલી જતો! જો કે કોઇકવાર એ યાદ આવતાં મારૂં ચિત્ત કૃતજ્ઞતાની લાગણીથી ભરાઇ આવતું હતું.

આજે સાજો કરવા બદલ બે હાથ જોડીને અને ઘુંટણીએ પડીને મેં પ્રભુનો પાડ માન્યો.

હવે હું દરરોજ સાંઝે બાઇબલ વાંચવા લાગ્યો. મને અત્યાર સુધીનું મારૂં અધાર્મિક જીવન સાંભરતાં બહુ પસ્તાવો થવા લાગ્યો. વારંવાર હું પ્રભુ પાસે માફી માગતો હતો ને મારાં પાપો સંભારી સંભારીને એકાગ્ર મને ઇશ્વરનું ધ્યાન ધરતો હતો. મનુષ્ય જીવનની સાર્થકતાને માટે મારી

આ પહેલ વહેલી જ પ્રાર્થના હતી, ભગવદ્ વાક્યમાં આ મારો પહેલવહેલો જ વિશ્વાસ હતો, ભગવાન મારી પ્રાર્થના સાંભળશે એવી આશાનો સંચાર આ વખતથી જ મારા મનમાં થવા લાગ્યો.

આજે ઉદ્ધારનો નવીન અર્થ મને સમજાયો પાપના પંજામાંથી મનના મોહરૂપ બંધનોમાંથી અને સ્વાર્થપરાયણતામાંથી ઉદ્ધાર પામવો એ જ સાચો ઉદ્ધાર છે એમ મને સમજાયું. મને એમ પણ સમજાયું કે આ નિર્જન બેટમાં ઉગરવાની આશા પેઠેજ શરીર અને મનની અન્ય દોષિત દશામાંથી પણ ઉગરવાની ઝંખના કરવી જોઇએ.

ધીરે ધીરે એ નિર્જન બેટમાંથી છૂટકારો મેળવવાની ચિન્તા દૂર થવા લાગી. મેં એ જ માટે ફરી કદિ ઈશ્વરને પ્રાર્થના ન કરી ! આ વખતે મારૂં જીવન દુઃખમય હોવા છતાં મારૂં ચિત્ત કંઈક શાન્તિ ને સન્તોષ પામવા લાગ્યું. આ વખતે મેં હૃદયની જેવી શાન્તિ મેળવી હતી તેનો એક અંશેય પહેલાં કદિ અનુભવ્યો નહોતો.

ધીરે ધીરે મારામાં શક્તિ આવવા લાગી. વળી પાછો હું ઘરના કામ ધંધામાં પડયો.

કરેલા ઉપચારથી તાવ ગયો હતો કે આપો આપ ઉતરી ગયો હતો એ તો મને ન સમજાયું, પણ મેં કરેલા ઉપચારથી મારૂં શરીર અત્યન્ત દુર્બળ થઈ ગયું હતું, અને વચ્ચે વચ્ચે નાડીમાં અને આખા શરીરમાં પીડા થયા કરતી હતી.

## પ્રકરણ ૧૭ મું

---

## બેટનું નિરીક્ષણ

---

એ નિર્જન બેટમાં દસ અગિયાર માસ વીતી ગયા. મને લાગતું હતું કે પૃથ્વીની ઉત્પત્તિ થયા પછીથી તે આજ સુધી અહીં મારા સિવાય કોઈ માણસે પગ નહિ મૂક્યો હોય!

હવે મને આખો બેટ જોઈ આવવાનું મન થયું.

૧૫ મી જુલાઈએ મેં મુસાફરી શરૂ કરી. ખાડી કિનારે જે સ્થળે હું પહેલ વહેલો ઉતર્યો હતો ત્યાંથી આગળ જઈને જોયું તો કિનારે કિનારે કેટલાંય હરિયાળાં ખેતરો મને જણાયાં. મેં એક જગાએ તમાકુના મોટા મોટા છોડ જોયા, ક્યાંક ક્યાંક જંગલી શેરડી ને બીજા છોડ પણ નજરે પડતા હતા. તે દિવસ એટલું જોઇને હું પાછો વળ્યો.

બીજે દિવસે હું વધારે આગળ ગયો ને એક ગાઢા જંગલમાં પહોંચી ગયો. એ જંગલમાં જાત જાતનાં પરિચિત ને અપરિચિત પાકાં ફળો જોઇને હું ખૂબ રાજી થઈ ગયો. કેટલાંય પાકાં તડબુચ ને કેટલીય પાકી દ્રાક્ષ મારી નજરે

પડ્યાં. દ્રાક્ષનાં ઝુમખાં તોડીને હું હરખથી એને ખાવા લાગ્યો, પણ વધારે દ્રાક્ષ ખાધાથી ઘણા માણસોને તાવ આવ્યાના ને તેથી મરણ થયાના દાખલા હું જાણતો હતો તેથી મેં થોડી જ દ્રાક્ષ ખાધી.

પાકેલાં એ બધાં ફળોને ભેગાં કરીને સુકવી રાખવાનો મેં નિર્ણય કર્યો.

મેં એ આખો દિવસ ત્યાં ગાળ્યો. રાતે પણ ઘેર ન જતાં એક ઝાડ ઉપર ચડીને તે રાત ગાળી.

સવારમાં ઊઠીને ઉત્તર દિશા તરફ આગળ ચાલ્યો. આઠેક માઈલ ચાલ્યા પછી હું એક પહાડની તળેટીમાં આવી પહોંચ્યો. એ જગાએ પણ સુન્દર સુન્દર છોડ અને ઝાડ નજરે પડતાં હતાં. ચોમેર મનોહર બાગ જેવું જણાતું હતું. નાળિયેરી, નારંગી ને લીંબુનાં કેટલાંય ઝાડ ત્યાં ઉગ્યાં હતાં, પરન્તુ એ સૌ જંગલી ઝાડ હતાં, એની ઉપર ફળ પણ બહુ થોડાં હતાં. મેં થોડાં લીંબુ તોડીને ખાધાં. પાણીમાં લીંબુ નીચોવી મેં શરબત બનાવીને પીધું. તેથી મને સારી ઠંડક ને જોમ જણાયાં. વરસાદની મોસમ પાસે આવી હતી તેથી મેં બની શકે એટલાં ફળ મેળવીને સૂકવી મૂકવાનો વિચાર કર્યો. બીજી એક કોથળી લઈ આવીને તેમાં આ બધાં ફળ લઈ જવાનું મેં નક્કી કર્યું. ત્રણ દિવસ પછી હું તંબુમાં પાછો આવ્યો.

ઘેર આવતાં આવતાં જે દ્રાક્ષ ખૂબ પાકી હતી તે તો આપો આપ ફાટી ગઈ. લીંબુ સારાં હતાં, પણ બહુ થોડાં હતાં.

# પ્રકરણ ૧૭ મું

## બેટનું નિરીક્ષણ

એ નિર્જન બેટમાં દસ અગિયાર માસ વીતી ગયા. મને લાગતું હતું કે પૃથ્વીની ઉત્પત્તિ થયા પછીથી તે આજ સુધી અહીં મારા સિવાય કોઈ માણસે પગ નહિ મૂક્યો હોય!

હવે મને આખો બેટ જોઈ આવવાનું મન થયું.

૧૫ મી જુલાઈએ મેં મુસાફરી શરૂ કરી. ખાડી કિનારે જે સ્થળે હું પહેલ વહેલો ઉતર્યો હતો ત્યાંથી આગળ જઈને જોયું તો કિનારે કિનારે કેટલાંય હરિયાળાં ખેતરો મને જણાયાં. મેં એક જગાએ તમાકુના મોટા મોટા છોડ જોયા, ક્યાંક ક્યાંક જંગલી શેરડી ને બીજા છોડ પણ નજરે પડતા હતા. તે દિવસ એટલું જોઈને હું પાછો વળ્યો.

બીજે દિવસે હું વધારે આગળ ગયો ને એક ગાઢા જંગલમાં પહોંચી ગયો. એ જંગલમાં જાત જાતનાં પરિચિત ને અપરિચિત પાકાં ફળો જોઈને હું ખૂબ રાજી થઈ ગયો. કેટલાંય પાકાં તડબુચ ને કેટલીય પાકી દ્રાક્ષ મારી નજરે

પડ્યાં. દ્રાક્ષનાં ઝુમખાં તોડીને હું હરખથી એને ખાવા લાગ્યો, પણ વધારે દ્રાક્ષ ખાવાથી ઘણા માણસોને તાવ આવ્યાના ને તેથી મરણ થયાના દાખલા હું જાણતો હતો તેથી મેં થોડી જ દ્રાક્ષ ખાધી.

પાકેલાં એ બધાં ફળોને ભેગાં કરીને સુકવી રાખવાનો મેં નિર્ણય કર્યો.

મેં એ આખો દિવસ ત્યાં ગાળ્યો. રાતે પણ ઘેર ન જતાં એક ઝાડ ઉપર ચડીને તે રાત ગાળી.

સવારમાં ઊઠીને ઉત્તર દિશા તરફ આગળ ચાલ્યો. આઠેક માઈલ ચાલ્યા પછી હું એક પહાડની તળેટીમાં આવી પહોંચ્યો. એ જગાએ પણ સુન્દર સુન્દર છોડ અને ઝાડ નજરે પડતાં હતાં. ચોમેર મનોહર બાગ જેવું જણાતું હતું. નાળિયેરી, નારંગી ને લીંબુનાં કેટલાં ય ઝાડ ત્યાં ઉગ્યાં હતાં, પરન્તુ એ સૌ જંગલી ઝાડ હતાં, એની ઉપર ફળ પણ બહુ થોડાં હતાં. મેં થોડાં લીંબુ તોડીને ખાધાં. પાણીમાં લીંબુ નીચોવી મેં શરબત બનાવીને પીધું. તેથી મને સારી ઠંડક ને જોમ જણાયાં. વરસાદની મોસમ પાસે આવી હતી તેથી મેં બની શકે એટલાં ફળ મેળવીને સૂકવી મૂકવાનો વિચાર કર્યો. બીજી એક કોથળી લઈ આવીને તેમાં આ બધાં ફળ લઈ જવાનું મેં નક્કી કર્યું. ત્રણ દિવસ પછી હું તંબુમાં પાછો આવ્યો.

ઘેર આવતાં આવતાં જે દ્રાક્ષ ખૂબ પાકી હતી તે તો આપો આપ ફાટી ગઈ. લીંબુ સારાં હતાં, પણ બહુ થોડાં હતાં.

૧૯ મી જુલાઇએ બે નાની કોથળીઓ લઇને ફરીથી ફળ લેવા ગયો. આગલે દિવસે જે ફળો મેં દીઠાં હતાં તેમાંનાં ઘણાં આજે તૂટેલાં ને કરડેલાં જણાતાં હતાં. કેટલાંક ફળ નીચે પડી ગયાં હતાં. મને લાગ્યું કે કોઈ જંગલી જાનવરે આ ફળ બગાડ્યાં હશે. એ કયું જાનવર હશે એની મેં તપાસ કરી જોઈ, પણ કાંઈ ખાસ ખબર ન પડી.

પણ બાકી રહેલાં ફળો મારે માટે પૂરતાં હતાં. મળી શક્યાં એટલાં લીંબુ મેં લઇ લીધાં. ખૂબ પાકી ગયેલી દ્રાક્ષ થેલીમાં ભરીને લઈ જવાય તેમ નહોતું, છેવટ મેં દ્રાક્ષની એક આખી ડાળી જ તોડી લીધી.

ઘેર આવીને હું એ રમણીય સ્થળમાંનાં સ્વાદિષ્ટ ફળોનો વિચાર કરવા લાગ્યો. મને થયું કે એ મનોહર ને ઉપયોગી કુદરતી બગીચાનો હું એકલો જ અધિકારી માનવી છું. અહીં બીજા કોઈથી આવી શકાય તેમ નથી.

હવે મને લાગવા માંડ્યું કે મેં જ્યાં તંબુ ઉભો કર્યો છે એ જગા સાધારણ છે. પેલા કુદરતી રમણીય બગીચામાં એકાદ નિર્ભય સ્થાન મળી જાય તો ત્યાં રહેવાનો મેં વિચાર કર્યો.

નવું ઘર બાંધીને એ મનોહર બગીચામાં રહેવાની ઇચ્છા ઘણા દિવસો સુધી ચાલુ રહી. ઘણીવાર મેં એ જ માટેની તૈયાર પણ કરવા માંડી હતી, પરંતુ છેવટ મને લાગ્યું કે સમુદ્ર કિનારે આવેલ આ મૂળ ઘર જ સારું છે. કારણ અહીં રહેતાં કોઈક દિવસ પણ અહીંથી છટવાનો સુયોગ મળી શકે ! જે

રીતે હું અહીં ઘસડાઇ આવ્યો છું તેવી જ રીતે બીજું કોઇ પણ કેમ ન આવી જાય ? આ કારણથી છેવટ કિનારાથી દૂર જવાનો વિચાર મેં માંડી વાળ્યો.

છતાં પેલા કુદરતી બગીચાને હું નહોતો ભૂલ્યો. આખો જુલાઈ માસ મેં ત્યાં જ ગાળ્યો. ત્યાં એક કુંજભવન બનાવીને એની ચારે તરફ મજબુત થાંભલા દાટી દીધા અને સીડીથી જવા આવવાની ગોઠવણ કરી. એ સ્થળે હું ઘણીવાર ત્રણ ચાર રાતો આનન્દપૂર્વક ગાળતો હતો.

નવા સ્થળની ગોઠવણ કરતાં કરતાં ઓગસ્ટ માસ આવી ગયો ને વર્ષાઋતુ શરૂ થઇ. તંબુમાં મેં અનુકૂળ ગોઠવણ કરી લીધી હતી તોપણ ત્યાં વરસાદની ઝડીઓથી પૂરતો બચાવ થઈ શકે એવું તો ન જ બની શક્યું. ઓગસ્ટથી ઓકટોબરના કેટલાક દિવસો સુધી એટલો બધો વરસાદ વરસતો હતો કે મારાથી તંબુની બહાર પગે મુકી શકાતો નહોતો.

વરસાદ આવતાં પહેલાં મેં દ્રાક્ષનાં બસો ઝુમખાં સૂકવી મુક્યાં હતાં તે દિવસોમાં એ મારો ખોરાક હતો !

કેટલાક દિવસથી મારી બિલાડી ક્યાંક ચાલી ગઈ હતી. મેં તો જાણ્યું હતું કે એ ક્યાંક મરી ગઈ હશે, પરન્તુ વર્ષાઋતુ શરૂ થતાં ત્રણ બચ્ચાં સાથે એ પાછી આવી ! એને જોઇને મને ખૂબ નવાઇ લાગી.

પરન્તુ હવે તો હું બીજી બિલાડીઓના ત્રાસથી હેરાન થવા લાગ્યો. કેટલીય બિલાડીઓ દરરોજ આવવા જવા લાગી. એટલી બધી બિલાડીઓને કેવી રીતે નસાડી મુકવી એની

મને ચિન્તા થવા લાગી. છેવટ બીજો કાંઈ ઉપાય ન જડયો ત્યારે બન્દૂકની મદદથી તેમને નસાડી મુકી.

વરસાદની સખ્ત ઝડીઓમાં સારાથી બહાર નીકળી શકાતું નહોતું. મારો ખોરાક તો ખુટી જવા આવ્યો હતો, હવે શું કરવું ?

એટલામાં વચ્ચે બે દિવસ ઊઘાડ નીકળ્યો એટલે બહાર જઈને હું થોડીક ખાદ્ય સામગ્રી લઈ આવ્યો.

વર્ષાઋતુ પૂરી થતાં મેં ગુફાને ખોદીને વધારવા માંડી મારા લાકડાના કિલ્લાની બાજુમાં એ વધારેલી ગુફાનું એક બારણું પાડયું. પ્રથમ તો મને એ નવી રચનાથી બહુ આનન્દ થયો, પરન્તુ પછીથી મને કોઈ જંગલી જાનવરના હૂમલાની બીક રહેવા માંડી. જો કે એ બેટમાં જંગલી બકરા કરતાં એકેય મોટું જાનવર મેં જોયું ન હોતું તેમ છતાં મને એ બીક સતત રહેવા લાગી.

## પ્રકરણ ૧૮ મું

### ખેતીવાડી

આજ ૩૦ મી સપ્ટેમ્બર છે. આજે આ બેટમાં આવ્યાં મને બરાબર એક વર્ષ થઈ ગયું. પેલા પાટિયા ઉપરના લીટા ગણી જોતાં બરાબર ૩૬૫ દિવસ થઇ ગયેલા જણાયા. તે દિવસ મેં ઉપવાસ કર્યો. આખો દિવસ ભૂખ્યા રહીને મેં વિનીત ભાવે પ્રભુની પ્રાર્થના કરી. સૂર્યોદય થતાં એક બિસ્કીટ ને થોડી સૂકી દ્રાક્ષ ખાધાં.

મારી પાસે શાહી હતી ત્યાં સુધી તો મેં મારી દિન-ચર્યા નિયમિત રીતે બરાબર લખી, પણ પછી શાહી ખૂટી ગઇ એટલે મુખ્ય મુખ્ય બાબતો જ લખવાનું રાખ્યું.

મેં આગળ લખ્યું છે કે મારા ઘરની પાસે જે જારના અને બીજા છોડ ઉગ્યા હતા તેમાંથી મેં વીસ દાણા જારના ને ત્રીસ દાણા બીજા છોડના બીને માટે રાખી મુકયા હતા.

વર્ષાઋતુ પછી મને લાગ્યું કે હવે બી વાવવાનો અનુકૂળ સમય છે. મેં મારી લાકડાની કોદાળી વડે જમીન ખોદીને બે ટુકડા તૈયાર કર્યા, પરન્તુ બી વાવતાં મને અચાનક લાગ્યું

કે બધાં બી વાવી દેવાં એ ઠીક નથી, આથી મેં એક એક મુઠી બી કાઢી લઇને બાકીનાં વાવી દીધાં.

મારી શંકા ખરી પડી! કારણ કે વરસાદ બન્ધ થઈ જવાને લીધે, પાણી ન મળવાથી, એકેય બી ઉગ્યું નહોતું. જો કે બીજે વરસે એ બધાં બી ઉગી નીકળ્યાં હતાં, પરન્તુ તે વખતે તો મને ખૂબ ચિન્તા થઇ હતી. બાકી રહેલાં બી વાવવા માટે મેં અનુકૂળ જગા શોધવા માંડી.

મારા પેલા કુંજભવનની પાસેની જમીનનો એક ટુકડો મેં પસન્દ કર્યો ને એને ખોદી ખણીને તૈયાર કરી. પછી ફેબ્રુઆરીના અન્તમાં મેં પેલાં બી વાવ્યાં. માર્ચ અને એપ્રિલમાં વરસાદનું પાણી પીને સુન્દર છોડ ઉગી નીકળ્યા. પાક સારો ઉતરશે એમ મને લાગવા માંડ્યું.

પરન્તુ એ વખતે ય મેં બધાં બી વાવી દેવાનું સાહસ નહોતું કર્યું. આથી થોડી જ ખેતી કરી શકાઇ હતી, પરન્તુ એ વખતના અનુભવ ઉપરથી ખેતી માટેનો યોગ્ય સમય કયો છે, એ મને જણાયું હતું. એ ભાગમાં વરસમાં બે વાર ફસલ તૈયાર કરી શકાય તેમ હતું.

નવેમ્બરમાં વરસાદ બન્ધ થઈ ગયો એટલે હું ફરીથી મારી વિનોદવાટિકામાં ગયો. ઘણા દિવસથી હું ત્યાં નહોતો ગયો તે છતાં મારી બધી ચીજો જ્યાંની ત્યાં પડી હતી. કુંજભવનની આસપાસ વાડ તરીકે મેં કેટલાંક ઝાડની ડાળીઓ રોપી હતી તે જમીનમાં ચોંટી ગઈ હતી ને દરેક ઉપર નવી ડાળીઓ ફુટી હતી.

ત્રણ વર્ષમાં એ નવાં ઝાડ ખૂબ મોટાં થઈ ગયાં. એક મોટા ગોળાકારની એ વૃક્ષઘટા ખૂબ શોભાયમાન બની રહી, એ વૃક્ષઘટાથી મારા કુંજભવનની શોભા પણ ઘણીથઇ ગઈ.

મેં મારા મૂળ ઘરની આસપાસ પણ અર્ધ વર્તુલાકારે ડાળીઓ રોપી. થોડાજ વખતમાં એ ડાળીઓમાંથી પણ સુન્દર ઝાડ બન્યાં ને ફૂલીફાલીને ઘરની શોભારૂપ બની ગયાં. શોભા ઉપરાન્ત એ નવાં ઝાડ કોટ તરીકે મારા ઘરનું રક્ષણ કરવા લાગ્યાં.

એ બેટમાં વર્ષા ને વસન્ત એટલે ઠંડી ને ગરમીની વચ્ચેની ઋતુ એ મોસમ જ હતી. વરસાદનું જોર પવન ઉપર આધાર રાખતું હતું. જ્યારે ઠંડો પવન વાતો ત્યારે વચ્ચે ગમે ત્યારે પણ વરસાદ વરસી જતો હતો.

વરસાદમાં પલળવાથી એક વાર હું માંદો પડયો હતો તેથી ફરીથી કોઈ વાર વરસાદ વખતે હું બહાર નહોતો નીકળતો. ઘેર હોઉં ત્યારે નવરાશના વખતમાં કાંઈક ઉદ્યોગ કરવાનું મને મન થયું. મારા રોજના ઉપયોગ માટે ટોપલીઓની ખાસ જરૂર પડતી હતી, તેથી મેં ટોપલીઓ ગુંથવાનો નિશ્ચય કર્યો; પરન્તુ મારી પાસે એને માટે કાંઈ ખાસ સાધન નહોતું. છેવટ ખૂબ વિચાર કરીને મેં પેલા કુંજભવન પાસે ઉગેલાં ઝાડની પાતળી ડાળીઓ વડે ટોપલીઓ બનાવી જોવાનું નક્કી કર્યું.

બીજે દિવસે કુંજભવન પાસે જઈ ને મેં થોડીક પાતળી ડાળીઓ કાપીને ટોપલી બનાવી જોઈ તો ખરેખર, સરસ ટોપલી બનશે એમ લાગ્યું.

પછી હું કુહાડીવડે ડાળીઓનો એક ભારો કાપી લાવ્યો. ને એને સુકાવા નાખી. ડાળીઓ સ્હેજ સુકાઈ એટલે હું એની ટોપલીઓ ગુંથવા લાગ્યો.

ઇંગ્લેન્ડમાં ટોપલીઓ ગુંથનાર પાસે ઉભા રહીને મેં જે કાંઈ જોયું હતું તે આ વખતે કામમાં આવ્યું. મેં નાની મોટી કેટલીય ટોપલીઓ ગુંથી; જો કે એ ટોપલીઓ બહુ સુન્દર નહોતી બની પરન્તુ એનાથી સારૂં કામ નભે એમ તો હતું જ.

દાણા તથા ફળફળાદિ ભરી રાખવા માટે મેં થોડીક મોટી ઉંડી ટોપલીઓ પણ બનાવી લીધી. હવે તો તાપના દિવસોમાં પણ હું ઘણું ખરૂં ટોપલીઓ ગુંથવાનું કામ કરતો હતો.

હજીય મારે બે ત્રણ વસ્તુઓની જરૂર ઉભી જ હતી. એક તો નરમ પદાર્થો ભરવા માટે શીશીઓ વિના બીજું કાંઈ સાધન નહોતું ને તમાકુ પીવાની ચુંગી નહોતી. એની ખોટ ભારે હતી.

# પ્રકરણ ૧૯ મું

## જેમાં ક્રુઝો બેટ જોવા નીકળે છે

હવે એ આખો બેટ જોવાનો મેં વિચાર કર્યો. આ વખતે કુંજભવનની બાજુના સમુદ્ર કિનારે ફરી આવવાનું નક્કી કર્યું. એક બન્દૂક, કુહાડી, થોડી દારૂગોળી તથા બિસ્કુટના બે ડબ્બા તથા થોડી સૂકી દ્રાક્ષ લઇને હું ઉપડયો.

કુંજભવન તરફના કિનારા ઉપર આવીને પશ્ચિમ દિશા તરફ નજર કરતાં મને દૂર દૂર કોઈ દેશનો કિનારો જણાવા લાગ્યો. એ કયા દેશનો કિનારો છે, તે હું નહોતો જાણતો. મેં અનુમાન કર્યું કે એ કિનારો અહીંથી પન્દર વીસ માઇલ દૂર હશે. વળી મને લાગ્યું કે એ અમેરિકાનો જ કોઇ ભાગ હશે અને ત્યાં જંગલી લોકો રહેતા હશે. મને થવા લાગ્યું, 'અહા! કોઈ પણ રીતે હું એ કિનારા સુધી પહોંચી જઉં તો કેવું!'

વળી મને વિચાર આવ્યો કે 'જો એ સ્પેનના રાજ્યનો કોઇ ભાગ હશે તો કોઈ ને કોઇ દિવસ જતું આવતું એકાદ

વહાણ મને જરૂર મળી જશે. કોઇ વહાણ નહિ જણાય તો જાણીશ કે એ કોઇ જંગલી લોકોનો મુલક છે.'

આવા વિચારો કરતો કરતો હું આગળ ચાલવા લાગ્યો. મેં જ્યાં મારું રહેઠાણ બનાવ્યું હતું તેના કરતાં આ તરફનો કિનારો વધારે રમણીય જણાતો હતો. મોટાં મેદાનોમાં જાત જાતનાં ફૂલ ને વૃક્ષવેલાદિ શોભી રહ્યાં હતાં. સુન્દર પોપટોનાં ટોળાં ને ટોળાં આમતેમ ઉડતાં હતાં.

મને એકાદ પોપટ પાળવાનું મન થયું. ઘણી મહેનત ને યુક્તિ વડે મેં પોપટનું એક બચ્ચું પકડી લીધું.

બચ્ચાને ઘણા ઘણા હેતથી મેં ઘેર આણ્યું ને એને બોલતાં શીખવવા માંડ્યું.

ઘણા દિવસ પછી એનો કંઠ ઊઘડ્યો ને એ બોલતાં શીખ્યું! કોમળ મીઠા સ્વરે એણે મારૂં નામ લેવા માંડ્યું. કેટલાય દિવસ પછી બીજાને મોઢે મારું નામ બોલાએલું સાંભળી મને ખૂબ-ખૂબ આનન્દ થવા લાગ્યો.

પેલા કિનારા તરફ ફરવાનો મારો કાર્યક્રમ તો ચાલુ જ હતો. એવી મુસાફરી કરતાં મને ખૂબ આનન્દ થવા લાગ્યો.

હું દરરોજ બે માઇલથી વધારે દૂર નહોતો જતો; પરન્તુ તેમ છતાં એ બેટ જોવાની તીવ્ર ઇચ્છાને લીધે હું આમતેમ એટલું બધું રખડતો હતો કે રાત્રે મુકામે આવતાં થાકીને લોથ થઈ જતો. વચ્ચે કોઈ કોઇ વાર વાટમાં જ કોઈ ઝાડ ઉપર કે વાડ જેવું રક્ષણ કરીને નીચે સૂઈ જતો હતો.

એ ભાગના સમુદ્ર કિનારે કાચબા તથા ઘણાં મનોહર પંખીઓ પણ જણાતાં હતાં.

પરન્તુ ઘણાં પંખીઓ છતાં દારૂગોળી ખલાસ થઇ જવાની બ્હીકે હું પંખીઓને મારતો નહિ.

ઘણી વાર મને મારું રહેઠાણ એ રમણીય ભાગ તરફ બદલવાનું મન થતું, પણ ઘણી મહેનતે તૈયાર કરેલું પેલું રહેઠાણ બગાડતાં જીવ નહોતો ચાલતો.

લગભગ બારેક માઇલ ગયા પછી મુસાફરી બન્ધ કરી મેં ઘર તરફ પાછા જવાનો વિચાર કર્યો. નિશાની માટે એ જગ્યાએ એક થાંભલો દાટયો ને નક્કી કર્યું કે ઘેર જઇને હવે પૂર્વ તરફ જઇશ એટલે ત્યાંથી ફરતાં ફરતાં આ જગ્યાએ આવી જઈશ એટલે મારી બેટની પ્રદક્ષિણા પૂરી થશે.

એ બેટની પૂરેપૂરી માહિતી મેળવવાની હોંશથી જે રસ્તેથી હું આવ્યો હતો તેથી બીજે જ રસ્તે મેં પાછા જવા માંડયું.

પરન્તુ બે ત્રણ માઇલ આવ્યા પછી હું એકાએક એક પહાડની તળેટીમાં, ઘનઘોર જંગલમાં, આવી ચડયો! હવે મને દિશાની કે રસ્તાની ફામ ન રહી; હું ભૂલો પડયો. !

બે ત્રણ દિવસ સુધી મેં આમતેમ ભટકયા કર્યું. દુર્ભાગ્યે એ વખતે આકાશ પણ ઘનઘોર વાદળાંથી ઘેરાએલું રહેતું. સૂર્ય તો મુદ્દલ જણાતો જ નહોતો તેથી મારાથી દિશાનું ચોક્કસ અનુમાને ય કરી શકાતું નહોતું.

મહામહેનતે હું પાછો વળ્યો ને નિશાની માટે દાટેલા પેલા થાંભલા પાસે આવી પહોંચ્યો. ત્યાંથી પછી હું આવ્યો હતો તે જ રસ્તે પાછો વળ્યો.

સૂર્યના પ્રખર કિરણોને લીધે તેમજ બન્દૂક, કુહાડી વગેરેના બોજાને લીધે મારૂં આખું શરીર પરસેવાથી તરબોળ થઈ ગયું.

જેમ તેમ કરીને હું ઘેર પહોંચી શકયો.

ઘેર આવીને એક અઠવાડિયા સુધી મેં આરામ લીધો. એ અઠવાડિયામાં મેં પોપટ માટે એક પાંજરૂં બનાવ્યું.

અઠવાડિયું પૂરૂં થયું એટલે અચાનક મને કુંજભવનમાં બાંધેલ બકરીના બચ્ચાની વાત આવી! મને એની દયા આવી. એને ઘેર લઈ આવવા માટે હું વહેલો વહેલો ત્યાં જઇ પહોંચ્યો. બાપડું બચ્ચું ભૂખ તરસથી અધમૂઉં થઇ ગયું હતું. ઝાડ ઉપરથી કુમળાં કુમળાં પાન તોડી મેં એને ખવરાવ્યાં.

પછી તો બચ્ચું મારી સાથે ખૂબ હળી ગયું. હું પણ એને જીવની પેઠે જાળવવા લાગ્યો.

## પ્રકરણ ૨૦ મું

### ફસલ

3434[5]

બે વર્ષ વીતી ગયાં.

પહેલા વર્ષની પેઠે બીજા વર્ષમાં પણ હું આળસુ થઈને બેસી રહ્યો નહોતો. શિકાર કરવો, ઘર બાંધવાં, ખાદ્ય સામગ્રી તથા બીજી જરૂરી ચીજોનો સંગ્રહ કરવો વગેરે કામો હું કરતો હતો.

પૂરતાં સાધનો નહિ હોવાથી મને કામ કરવામાં બહુ મહેનત પડતી અને વખત ઘણો જતો હતો. જે થડમાંથી બે માણસો એક દિવસમાં ઓછામાં ઓછાં છ પાટીઆં પાડી શકે તેવા જ એક થડમાંથી બેંતાળીશ દિવસે હું એક પાટીઉં પાડી શક્યો હતો! બસ, આટલાથી જ મારી મહેનતનો કંઈક ખ્યાલ આવી જશે.

૩૦ મી સપ્ટેમ્બરે મેં આ બેટમાં પગ મૂક્યો હતો તેથી એ દિવસને પવિત્ર ગણીને તે દિવસ હું ઉત્સવ ઉજવતો!

એ નિર્જન બેટમાં પ્રભુએ સુખનાં સાધનો મને મેળવી આપ્યાં હતાં તેથી મારૂં મન પ્રભુભક્તિ તરફ ઢળ્યું હતું.

રહેતે રહેતે મારું એકલવાયાપણાનું દુઃખ ટળી ગયું. મને થવા લાગ્યું કે સર્વવ્યાપી પ્રભુ આ નિર્જન બેટમાં મારા સાથી છે. શાન્તિ, સાન્તવના ને સારી આશાને રૂપે તેઓ મારા હૃદયમાં વિરાજે છે.

પહેલાં તો દુઃખને લીધે મારું મન વ્યાકુળ થઇ જતું ને હું વારંવાર એક બાળકની પેઠે રડી પડતો; પણ ધીરે ધીરે મેં બાઇબલ વાંચીને સાન્તવના મેળવવા માંડી હતી.

એક દિવસ અચાનક મારું મન ખૂબ ઉદાસ થઇ ગયું હતું. કામ પડતું મુકી હાથમાં બાઇબલ લઇને હું એ વાંચવા લાગ્યો. અચાનક પ્રભુના નીચેના વાક્ય ઉપર મારું ધ્યાન ગયું.

"હું મારા ભક્તોથી કદી દૂર નથી થતો, કોઇપણ સંજોગોમાં દૂર નથી થતો."

મને થયું, 'અહા! કેવું ચમત્કારિક વાક્ય છે! જાણે ભગવાન જાતે જ મને આ વાત કહી રહ્યા છે! હવે ભય શાનો? હું ય એ જગત્ પિતાનો એક પુત્ર છું ને?

* * * *

વસન્ત ઋતુ બેઠી. મારી જાર અને ડાંગરને પાકવાનો સમય થયો. છોડ તો ખૂબ ફુલ્યાફાલ્યા હતા, પણ મેં જોયું કે કેટલાંક પ્રાણીઓ એનો બગાડ કરવા લાગ્યાં છે. પાકની મીઠાશને લીધે જંગલી બકરાં ને સસલાંની જાતનાં જાનવરો દિવસે ને રાતે આવીને મારો પાક બગાડતાં હતાં.

હવે મેં ખેતરની આસપાસ વાડ કરવાનો નિશ્ચય કર્યો. ખૂબ કામ કરવા છતાં ય એ વાડ કરવામાં મારાં ત્રણ અઠવાડિયાં ગયાં.

દિવસે હું જાતે ચોકી કરતો હતો. ને પેલાં પ્રાણીઓ ઉપર ગોળી છોડતો હતો. રાત્રે ઝાંપા પાસે જ મારા કુતરાને બાંધી દેતો હતો. આથી કુતરો ત્યાં રહેતો ને જરા સંચાર થતાં ભસતો. આ રીત એ પ્રાણીઓથી થતી નુકસાની તો ટળી ગઈ.

છોડ વધવા મંડયા.

પરન્તુ તે પછી પંખીઓએ ઉત્પાત કરવા માંડયો. દાણ બેસવા લાગ્યા ત્યાં જ જાતજાતનાં પંખીઓ ખેતરમાં આવવા લાગ્યાં. હું ખેતર પાસે જાઉં ત્યારે એ બધાં પંખી ઉડી ઉડીને પાસેનાં ઝાડ ઉપર બેસી જતાં ને મારા ચાલ્યા જવાની વાટ જોતાં.

મને જણાયું કે પંખીઓએ કેટલા ય દાણા બગાડયા છે. હજી બધા દાણા પાકી ગયા નહોતા એટલે મેં પંખી-ઓનો ઉપદ્રવ ટાળવાનો કંઈક ઉપાય ખોળવા માંડયો.

વિચાર કરતો કરતો હું ખેતરની બહાર નીકળ્યો તેવાં જ બધાં પંખીઓ ખેતરમાં પડયાં ને દાણાં બગાડવા મંડયાં. હવે હું ધીરજ ન રાખી શક્યો. મને અત્યન્ત ક્રોધ ચડયો. પાસે દોડી જઈને મેં એમના ઉપર ગોળી ચલાવવા માંડી.

ત્રણ પંખી મરી ગયાં, ને થોડાંક ઘાયલ થયાં. મેં એ ત્રણે પંખીઓને દોરી વડે બાંધીને ખેતરમાં લટકાવી દીધાં. મારી આ યુક્તિ સફળ નીવડી! પેલાં પંખીઓએ આવવું મૂકી દીધું ને પછી જ્યાંસુધી પેલાં મૂએલાં પંખી એ તરફ ફરકયું નહોતું.

ડીસેમ્બર આખરમાં ફસલ પાકી; ડુંડાં લણવાનો સમય થયો. પણ ડુંડાં લણવાં શી રીતે? તેને માટે દાતરડું જોઈએ તે કયાંથી લાવવું?

છેવટ વહાણમાંથી આણેલી એક તરવારને વાળીને મેં તેનું દાતરડું બનાવી લીધું! નાનું ખેતર હતું ને લણનારો હું જાતે હતો એટલે એ નવીન દાતરડાથી મારું કામ નભી ગયું. છોડનાં ઠુંઠાં મેં ઉભાં રહેવા દીધાં.

મેં એક લાકડી વડે પેલાં ડુંડાંમાંથી દાણા છૂટા પાડી લીધા.

ડાંગર ને જારના એ પાક તરફ જોતાં મારા આનન્દ ને ઉત્સાહની સીમા ન રહી. પ્રભુકૃપાએ હવે મને અનાજની તાણ નહિ રહે એમ લાગવા માંડયું.

પરન્તુ પાક તૈયાર થયો પણ વળી એક નવી ચિન્તા ઉભી થઇ. જાર દળવા માટે ઘંટી જોઈએ તેનું શું? વળી લોટ ચાળવાનું કાંઇ સાધન નહોતું. રોટલા બનાવતાં ય કોને આવડતા હતા?

એક સાધારણ રોટલો બનાવવામાંય કેટલી બધી વસ્તુઓની જરૂર પડે છે? ને તેમાંય મારે તો કેટલી મહેનત કરવી પડતી હતી?

એક તો રહેવા માટે સારૂં ઘર નહોતું, નહોતું હળ કે નહોતા બળદ! કોદાળી કે ખરપડી નહોતાં. લાકડાની બનાવેલી કોદાળી નકામી થઈ ગઈ હતી, તેમ છતાં ય હું તેનાથી જેમ તેમ કરી કામ ચલાવતો હતો.

વળી બી વાવ્યા પછી સમાર દેવાની જરૂર પડે છે. એ સમાર તો મારી પાસે કયાં હતો? છેવટ મેં ઝાડની એક ડાળી આણી ને તેને ખેતરમાં આમતેમ ઘસડીને ખેતર સમાર્યું! છોડ ઉગ્યા પછી એની ખૂબ સંભાળ લેવી પડતી; વાડ કરવી, ડુંડાં લણવાં, અનાજ છૂટું પાડવું વગેરે

કેટલાંય કામ કરવાં પડતાં. વળી અનાજ દળવા માટે ઘંટી ને લોટ ચાળવા માટે ચાળણીની જરૂર જણાતી હતી. લોટ મસળવા માટે ને રોટલા સેકવા માટેનાં સાધનોની પણ જરૂર પડતી હતી. મારે ગમે તે રીતે આ બધું તૈયાર કરી લેવું પડતું હતું.

નવા વર્ષે બી વાવવા માટે મેં ઘર પાસે જ બે ખેતર તૈયાર કર્યાં. તે માટે મેં સાત આઠ દિવસ મહેનત કરી એક કોદાળી ઘડી, પણ એ ખૂબ ભારે થઈ ગઈ હતી. તેનાથી કામ કરતાં કરતાં મને ખૂબ મહેનત પડી, પણ છતાં છેવટ મેં ખેતર તૈયાર કર્યાં.

ઝાડની ડાળીઓ કાપી લાવી તેની વાડ પેલાં ખેતરની આસપાસ કરી લીધી. આ વખતે પણ રોપવાથી ઉગી જાય એવી ડાળીઓ જ પસન્દ કરી હતી.

વરસાદની શરૂઆત થઈ ગઈ હોવાથી વાડ બનાવવાનું કામ ધીરે ધીરે થતું હતું. ત્રણ મહિને વાડ તૈયાર થઈ.

વરસાદ વરસતો હોય ત્યારે ઘરમાં બેસીને હું મારા પોપટને બોલતાં શીખવતો હતો. મેં એનું નામ 'સીતારામ' પાડયું હતું.

ઘણા દિવસની મહેનત પછી એક દિવસ સીતારામ ચોકખા અવાજે પોતાનું નામ બોલ્યો, 'સીતારામ'

એ નિર્જન બેટમાં આવી પડયા પછી ઘણે દિવસે આજે જ મેં મારા સિવાય બીજાને મોઢેથી આવો અવાજ સાંભળ્યો ! કેવી મધુર એ વાણી હતી ! મારૂં હૃદય હરખથી નાચી ઉઠયું.

---

## પ્રકરણ ૨૧ મું

### ક્રુઝો માટીનાં વાસણો બનાવે છે.
### અને
### ખાવાનું તૈયાર કરે છે.

હવે માટીનાં વાસણો બનાવવાનો મેં નિશ્ચય કર્યો.

સારી માટી મેળવી લઈ, તેનાં વાસણો બનાવી, તેને તડકામાં સૂકવીને કામમાં લેવાનો પ્રયત્ન હું ખંતપૂર્વક કરવા લાગ્યો.

મારા કામની શરૂઆતની નિષ્ફળતાઓ, વાસણ ઘડવાની મારી અણઆવડત અને તૈયાર થયેલાં બેડોળ વાસણોનું વર્ણન વાંચીને વાંચક જરૂર હસી પડશે. કોઈ વાસણ વાંકું ચુકું, કોઈ લાંબું ટુંકું ને કોઈ સાવ બેડોળ ! વળી એમાં ય કેટલાંક વાસણ સૂરજના તાપથી જ ભાંગી જતાં હતાં, કેટલાંકને સહેજ હાથ અડાડતાં જ એ તૂટી જતાં હતાં !

બે મહિના સુધી મેં વાસણો બનાવવાની માથાકુટ કરવા માંડી, ખૂબ મહેનત કરીને હું માટી ખોદી લાવતો, એને ખુંદતો, અને પછી મહામહેનતે તેનાં વાસણ ઘડતો.

છેવટ ઘણી ઘણી મહેનતે મેં વિચિત્ર ઘાટનાં બે વાસણ તૈયાર કર્યાં. એના તરફ જોતાં મને હસવું આવ્યું કે 'આનું નામ શું આપવું ?' ખરેખર, એ વિચિત્ર વાસણ નહોતાં ઘડા જેવાં કે નહોતાં હાંલ્લી જેવાં ! કાંઈ વિચિત્ર જ હતાં !

મેં એ બન્ને વાસણોને તાપમાં સૂકવીને પછી ઘરમાં લાવી મોટી ટોપલીઓમાં સાચવીને મૂકી દીધાં ને તેમની આસપાસ બધે પરાળ મૂકી દીધું. એ વાસણોમાં હું સાચવી મૂકેલાં બીજ રાખતો, કોઈ વાર ખાવાનું પણ તેમાં રહેતું.

જો કે મોટાં મોટાં વાસણો તો સારાં ન બન્યાં, પણ મેં ઘણાં નાનાં નાનાં વાસણો સારાં ઘડયાં. કુલડીઓ, ઢાંકણીઓ, છીબાં વગેરે જાત જાતનાં વાસણ બનાવી લીધાં. જે વખતે જે આકાર બની જતો તેને હું તૈયાર કરી લેતો ને તાપમાં સૂકવી દેતો હતો.

પરન્તુ હજી મારી મુશ્કેલી ટળી નહોતી. હજી તો પ્રવાહી પદાર્થો ભરવા માટે અને રસોઇ બનાવવા માટેનાં વાસણોની જરૂર ઉભી જ હતી.

એક દિવસ મેં રસોઈ કરવા માટે દેવતા સળગાવ્યો. રસોઇ તૈયાર થઈ ગયા પછી મને જણાયું કે મેં બનાવેલાં વાસણોમાંના એક વાસણનો ટુકડો દેવતામાં પડી પાકીને લાલચોળ થઇ ગયો છે. તે જ ઘડીએ વિચાર આવ્યો કે 'જ્યારે આ ટુકડો પાકી ગયો છે, તો આખું વાસણ પણ કેમ ન પકવી શકાય ?'

મેં કદી કુંભારના નિભા જોયો નહોતો, તોપણ ગમે તેમ કરીને થોડી હાંલ્લીઓ, લોટા લોટીઓ, અને ઢાંકણાં

વગેરે વાસણો એક બીજા ઉપર ગોઠવ્યાં. નીચે કોલસા પાથર્યા હતા ને ઉપર ને આસપાસ લાકડાં ગોઠવી મેં નિમા ચેતાવ્યો.

તાપથી તપીને બધાં વાસણો લાલચોળ દેખાવા લાગ્યાં. એમાંનું એકે ય વાસણ ફુટયું નહોતું એ જોઇને મને ખૂબ આનન્દ થવા લાગ્યો. વળી બીજા પાંચ સાત કલાક સુધી મેં સખ્ત તાપ કર્યો.

પણ કેટલાક સમય પછી મને જણાયું કે એકે ય વાસણ હજીય ફુટયું નથી, પણ સખ્ત તાપને લીધે કોઈ કોઈ વાસણ ઓગળી જવા માંડયું છે! જે માટીનાં મેં વાસણ ઘડયાં હતાં તેમાં રેતીનો થોડો ભાગ હતો તે સખ્ત તાપમાં ઓગળીને કાચ થઈ જતો હતો. આથી મેં તાપ ધીમો કર્યો. તાપ ઓછો થતો ગયો તેમ તેમ વાસણોની લાલાશ ઓછી થવા લાગી. વાસણો એકદમ ઠંડાં પડે તો વખતે ફૂટી જાય એ બીકે આખી રાત જાગીને મેં ધીમો તાપ રાખ્યો.

સવારે દેવતા હોલવીને મેં જોયું તો જણાયું કે ત્રણ પવાલાં ને બે હાંલ્લીઓ બરાબર પાકી થઈ ગઇ છે. જે વાસણો ઓગળી જતાં હતાં તે જાણે પૉલિશ કર્યું હોય તેવાં દેખાતાં હતાં!

હવે રાંધી શકાય એવાં પાકાં વાસણો તૈયાર થઈ ગયાં.

વાસણ તો તૈયાર થયાં પણ વળી નવી ચિન્તા ઉભી થઇ. મારી પાસે નહોતી ખાંડણી કે નહોતી સાંબેલી. ડાંગર-માંથી ચોખા કાઢી શકાય એવું એકેય સાધન મારી પાસે

નહોતું. વળી એક ઘંટીની પણ ખૂબ જરૂર હતી. પત્થર તો ત્યાં ઘણા હતા, પણ બીજા કશા ઓજાર વિના કાંઇ ઘંટી થઈ શકાય ? મને થતું કે કદાચ એકાદ મોટો પત્થર મળી જાય તો એમાં વચ્ચે ખાડો કરીને તનો ખાંડણીઓ બનાવી લઉં, પરન્તુ એવો કોઇ છૂટો પત્થર મળ્યો નહિ. પહાડ ઉપર પુષ્કળ મોટા મોટા પત્થરો હતા, પરન્તુ એને તોડીને કે ખોદીને લઇ આવવાનું કામ ખૂબ મુશ્કેલ હતું. વળી બધા પત્થરો રેતીઆ હતા, કદાચ એવા પત્થરની ખાંડણી બનાવી શકાય તોપણ ખાંડેલું કરચવાળું થઇ જશે એમ લાગ્યું. આથી છેવટ મેં લાકડાના એક જાડા ઠુંઠાનો ખાંડણીઓ કરવાનું નક્કી કર્યું.

એક કઠણ લાકડાનું ઠુંઠું મેં ખોળી કાઢ્યું. એને કુહાડી વડે કાપી સરખું કરી વચ્ચેનો ભાગ સહેજ પાતળો કરી, પછી તેની ઉપરની બાજુએ એક ખાડો કર્યો. એ મારો ખાંડણીઓ બન્યો. જે મજબુત ઝાડનો એ ખાંડણીઓ કર્યો હતો તે જ ઝાડની એક ડાળ કાપી લાવી, સાફ કરી, એની એક સાંબેલી પણ મેં બનાવી લીધી.

હવેની ફસલ વખતે એ ઉપયોગી થઇ પડશે એમ ધારીને મેં એમને સાચવી રાખ્યાં.

હવે મેં ચાળણી બનાવવાનો વિચાર કરવા માંડ્યો. એ વિચારમાં મારો ઘણો વખત નીકળી ગયો. છેવટ મને અચાનક યાદ આવ્યું કે જે કપડાં મેં વહાણ ઉપરથી આણ્યાં છે તેમાં કેટલાંક કપડાં જાળીદાર છે. મલમલ પણ તેમાં હતી, મેં એ કપડાંની ત્રણ ચાળણીઓ બનાવી લીધી કેટલાય વખત સુધી એ ચાળણીઓથી મારૂં કામ નભ્યું. તે પછી શું કર્યું તે આગળ ઉપર જણાવીશ.

તે પછી મેં માટીનું એક મોટું કલેડું પણ બનાવી લીધું.

હવે રોટલો તૈયાર કરવા માટેનાં બધાં સાધન તૈયાર થઇ ગયાં.

મેં મારે હાથે પહેલ વહેલો રોટલો બનાવીને ખાધો! એમાં એવી મીઠાશ હતી કે તેનું વર્ણન મારાથી નથી થઈ શકતું! રોટલા રોટલી ઉપરાન્ત ભાત વગેરે પણ હું બનાવવા લાગ્યો.

ત્રણ વર્ષ વીતી ગયાં.

છેલ્લા વર્ષની ફસલમાં પાકેલા બધા દાણાને ટોપલી-ઓમાં ભરી ભરીને મેં સાચવી મૂક્યાં.

હવે મારી પાસે અનાજની ખોટ ન રહી. હું હવે મોકળે મને અનાજ વાપરવા લાગ્યો.

## પ્રકરણ ૨૨ મું

---

## નાવ ઘડી

---

અનેક પ્રવૃત્તિઓ કરતાં કરતાં પણ મારા મનમાં એ બેટમાંથી છુટકો પામવાના વિચારો વારંવાર આવતા હતા. દૂર દૂર જણાતા કિનારે પહોંચી જવા મન તલપી રહ્યું હતું. કદાચ એ ઇંગ્લેંડના તાબાનો કોઈ પ્રદેશ હશે તો હું ત્યાંથી સુખરૂપે ઘેર પહોંચી જઈશ, એમ થતું હતું, આનન્દના વિચારોમાં મને એ વિચાર જ નહોતો થતો કે કદાચ એ કોઈ જંગલીઓનો મુલક હશે તો મારી શી વલે થશે?

મુર લોકોના દેશમાંથી અમને છોડાવનાર પેલી નાવ મને સાંભરતી હતી; પણ એ નિર્જન બેટમાં એવી મોટી નાવ ક્યાંથી લાવવી?

છેવટ અમારો પેલી નાની નાવડી જે દૂર દરિયા કિનારે પડી રહી હતી તે તરફ મેં ધ્યાન દોડાવ્યું.

મોજાં અને પવનને લીધે નાવ ઉંધી પડી ગઈ હતી. તેની આસપાસ રેતીના ઢગ થઇ ગયા હતા. પાણી ત્યાંથી

દૂર ખસી ગયું હતું. સદ્‌ભાગ્યે નાવ જરાય ભાંગી નહોતી, જો કોઈ મદદગાર હોત તો હું રેતીમાંથી ખસેડીને એને પાણીમાં લઈ જઈ શક્યો હોત.

મારા એકલાથી નાવને પાણીમાં લઇ જવાનું કામ અશક્ય હતું, તેમ છતાં હૈયે હિમ્મત રાખીને મેં એ કામ આરંભ્યું, જંગલમાંથી એક મજબુત સીધી ડાળ લાવીને મેં તેના વડે નાવને છતી કરવા માંડી, પણ કાંઈ વળ્યું નહિ. પછી મેં નાવની નીચેથી રેતી ખસેડી લઇને તેને ઉલટાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. ત્રણ ચાર અઠવાડિયાં સુધી મેં તન તોડીને મહેનત કરી, પણ કાંઈ વળ્યું નહિ. છેવટ હારી થાકીને મારે એ કામ પડતું મુકવું પડ્યું.

પરન્તું એ નિષ્ફળતાને લીધે ત્યાંથી છુટવાની મારી આશા કાંઈ બન્ધ નહોતી પડી.

મને થયું, "શું હું એક નવીજ હોડી ન બનાવી શકું? આફ્રિકાના રહીશો થોડાં જ હથિયારની મદદ વડે ઝાડના થડને કોતરી તેનું હોડકું બનાવી લે છે, તો પછી મારી પાસે એટલાં હથિયાર હોવા છતાં હું એવું એકાદ હોડકું કેમ ન બનાવી શકું? ભવિષ્યની બીજી મુશ્કેલીઓની દરકાર કર્યા વિના જ મેં એ કામ શરૂ કરવાનો નિશ્ચય કર્યો. કવચિત્ કોઈ મુશ્કેલીનો વિચાર આવતો ત્યારે હમણાં નાવ તો બનાવી લઉં, પછીની વાત પછી છે.' એમ ધારી એ વિચાર ટાળી દેતો.

મેં એક મોટું ઝાડ કાપ્યું. એ ઝાડ ખૂબ ઉંચું ને સીધું હતું. તેના થડની લંબાઈ લગભગ ૨૨ ફીટથીય વધારે

હતી. એનાં મૂળ ને ડાળાંય ખૂબ ફેલાયેલાં હતાં. એનાં મૂળ તરફનો ભાગ કાપતાં મને વીસ દિવસ લાગ્યા ને ચૌદ દિવસ ઉપરનો ભાગ કાપતાં લાગ્યા! તે પછી બરાબર એક મહિને એ થડને કોતરી નાવડાનો આકાર બનાવ્યો.

એ નાવ એવડી મોટી બની હતી કે એમાં ૨૬ માણસો ખુશીથી બેસી શકે તેમ હતું.

નાવ તૈયાર થઈ ગઇ, પણ એને પાણીમાં શી રીતે લઇ જવી એ ચિન્તા ઉભી થઈ. મેં ઘણી મહેનત કરી જોઈ પણ કાંઇ ખાસ પરિણામ ન આવ્યું. મેં જમીન ઢોળાવવાળી કરી નાવને સરકાવવા પ્રયત્ન કર્યો, પણ તેમાંય કાંઈ ન વળ્યું; નાવ એક તસુય ન ખસી!

પછી મેં એવો નિર્ણય કર્યો કે એક નાની નહેર ખોદી તે વાટે પાણી નાવ સુધી લાવવું ને એ રીતે નાવને તરતી કરવી. મેં બધી ગણતરી કરી જોઈ તો જણાયું કે નાવ બરાબર રીતે તરી શકે એવી નહેર એકલે હાથે ખોદતા ઓછામાં ઓછાં દસ બાર વર્ષ નીકળી જશે! આ ગણતરીથી હું એકદમ નિરાશ બન્યો ને એ વિચાર પણ છોડી દીધો.

હવે તો નાવ ઘડવા બદલ મને ખૂબ પશ્ચાતાપ થવા માંડયો. હા, એટલી મહેનતથી મને એક લાભ થયો: મને સમજાયું કે આગળ પાછળનો વિચાર કર્યા વિના કોઈ કામ હાથ ધરવું એ યોગ્ય નથી.

એ બેટમાં આવ્યે ચાર વર્ષ વીતી ગયાં.



## પ્રકરણ ૨૩ મું

---

## કપડાંની ચિન્તા

---

મારી શાહી ધીરે ધીરે ઘટવા લાગી. થોડું થોડું પાણી નાખી હું ચલાવ્યા કરતો હતો, પરન્તુ આખર એ શાહી એટલી પાતળી થઈ ગઇ કે કાગળ ઉપર એક લીંટો ય જણાવા લાગ્યો નહિ! નિરૂપાયે તે પછી ડાયરી લખવાનું કામ મારે બન્ધ રાખવું પડ્યું.

એક દિવસ હું મારી પાછલી ડાયરી તપાસતો હતો ત્યારે અચાનક એક વાત તરફ મારું ધ્યાન ખેંચાયું. ૩૦ મી સપ્ટેમ્બરે મારો જન્મ થયો હતો, ને એ જ તારીખે હું એ નિર્જન બેટમાં જઈ ચડયો હતો! જન્મ ને એકાન્તવાસનો એક જ દિવસ! વળી જે તારીખે હું ઘર છોડીને નાઠો હતો તે જ તારીખે ગુલામ તરીકે પકડાયો હતો! જે તારીખે યારમાઉથ બન્દર આગળ ડૂબતા વહાણમાંથી હું માંડ માંડ બચ્યો હતો, તે જ તારીખે હું શેલી બન્દરથી નાઠો હતો!

શાહીની સાથે સાથે મારો ખોરાક પણ ખૂટતો હતો. વહાણમાંથી આણેલ પાંઉ વગેરે ખતમ થઇ ગયાં ને એક

વર્ષ સુધી મારે રોટલી વિના ચલાવવું પડ્યું; જો કે પાછળથી પ્રભુકૃપાએ રોટલીની ચિન્તા ટળી ગઈ હતી.

મારાં કપડાં ય ફાટી ગયાં હતાં. પહેરેલાં કપડાં ઉપરાન્ત સુતરાઉ એક પણ કપડું મારી પાસે ન રહ્યું.

એ પ્રદેશ ગરમ હોઈ ત્યાં ખુલ્લા દિલે તો રહી શકાય તેમ નહોતું. મને હવે વસ્ત્રોની ચિન્તા થવા લાગી.

જૂનાં કપડાં સાંધીને મેં કેટલોક વખત તો ચલાવ્યું, પણ પછી મેં ચામડાનો પોશાક તૈયાર કરવાનો નિશ્ચય કર્યો.

જે જાનવરો મેં માર્યાં હતાં તેનાં ચામડાં સંઘરી રાખ્યાં હતાં. એમાંનાં કેટલાંક તાપથી સખ્ત થઈ ગયાં હતાં, છતાં કેટલાંક મુલાયમ પણ રહ્યાં હતાં. એ મુલાયમ ચામડાં-માંથી મેં પ્રથમ તો એક ટોપી બનાવી. રૂંવાંવાળો ભાગ ઉપર રાખ્યો હોવાથી સુન્દર દેખાવડી ટોપી બની ગઈ! પછી તો બીજાં કપડાં પણ એ રીતે તૈયાર કર્યાં. હા, એ કપડાંની સિલાઇ બહુ સારી નહોતી, છતાં મારું કામ નભે એમ તો હતું જ.

વળી મેં ચામડાની એક છતરી પણ બનાવી લીધી. સખ્ત તાપમાં એની ખાસ જરૂર પડતી હતી. એ નવી છત્રી ઉઘાડવાસ કરી શકાતી હતી. વરસાદ ને તાપ બન્ને વખતમાં એ મને ઉપયોગી થઈ પડતી હતી.

## પ્રકરણ ૨૪ મું

### અજાણ્યાં પગલાં !

નાવ તૈયાર કરીને એ બેટમાંથી છૂટવાનો મારો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો, પણ તેમ છતાં મારો એ વિચાર કાંઇ ભુંસાઇ ગયો નહોતો.

વિચાર કરતાં કરતાં પાણી નજીકનું એકાદ ઝાડ કાપી તેની નાવ ઘડવાનું મેં નક્કી કર્યું.

એક ઝાડ મળી ગયું ને બે વર્ષની મહેનત પછી મેં એક નાવ તૈયાર કરી. એક નાની નહેર કરીને મેં તે વાટે પાણી નાવ સુધી આણ્યું, નાવ તરવા લાગી !

મારા આનન્દનો પાર ન રહ્યો. હું તેમાં બેસી થોડે સુધી ફરી આવ્યો; પણ નાવ નાની સરખી હોવાથી હું બેટથી ઘણે દૂર જવાનું સાહસ કરી શકતો નહોતો.

પછી તો કોઇ કોઈ વાર સાવચેતીથી હું નાવમાં બેસી થોડે સુધી ફરી આવવા લાગ્યો. એક વાર તો એક જગાએ દરિયાના પ્રચંડ પ્રવાહમાં હું નાવ સાથે ઘસડાયો હતો ને જેમ તેમ કરી મહામહેનતે કિનારે આવી શક્યો હતો.

વળી એક વર્ષ વીતી ગયું. હવે તો હું ઉસ્તાદ દરજી ને કુંભાર પણ બની ગયો હતો ! મને થતું કે આમાં એકાદ સાથી હોત તો કેવી મઝા !



સમુદ્ર કિનારે, રેતી ઉપર, મેં કોઈ
અજાણ્યા માણસનાં પગલાં દીઠાં!

: પાનું ૧૧૭ :

પણ અચાનક એક ઘટનાએ મને ચિન્તાતુર બનાવી દીધો.

એક દિવસ બપોરને વખતે હું નાવ તરફ જતો હતો, તેવામાં સમુદ્રકિનારે, રેતી ઉપર, મેં કોઈ અજાણ્યા માણસનાં પગલાં દીઠાં!

એ અજાણ્યાં પગલાં જોતાં જ મારા હોશ કોશ ઉડી ગયા! આજ સુધી મેં કોઇને આવતાં જતાં કે વાત કરતાં સાંભળ્યું નથી, તો પછી આ પગલાં ક્યાંથી આવ્યાં?

મેં ફરીથી તપાસ કરી તો પગલાં ચોકખાં જણાયાં. હવે મારા ગભરાટનો પાર ન રહ્યો. નાવ તરફ જવાનું માંડી વાળી હું ઝટ ઝટ મારા કિલ્લા તરફ ગયો.

ગભરાટને લીધે તે રાતે મને ઊંઘ પણ ન આવી. ઘણી ચિન્તા પછી મેં અનુમાન કર્યું કે 'કદાચ કોઇ જંગલી લોકોની નાવ અચાનક આ તરફ ઘસડાઇ આવી હશે ને તેમાંના કોઇ માણસનાં એ પગલાં હશે.'

ત્રણ દિવસ સુધી હું કિલ્લામાં ભરાઈ રહ્યો. 'રખેને કોઇ જંગલી મને જોઈ જશે' એ બીકે મારું આખું શરીર થરથરતું હતું.

---

## પ્રકરણ ૨૫ મું.

## જંગલી લોકોનાં ટોળાં!

'અજાણ્યાં પગલાં' દીઠા પછી મેં મારા રક્ષણ માટે ખૂબ પ્રયત્નો કરવા માંડયા.

પ્રથમ તો મારા પહાડી કિલ્લા આગળ, પ્રથમની અર્ધ ચન્દ્રાકાર દિવાલની બાજુમાં, બીજી અર્ધ ચન્દ્રાકાર દિવાલ તૈયાર કરી. પછી ગુફાને ખોદીને મોટી કરી ને તેની છત ટૂટી ન પડે માટે લાકડાના થાંભલા ટેકવ્યા.

ગુફામાં ઊભા રહી એકી સાથે છ સાત બન્દૂકોનો મારો કરી શકું તેવી બધી ગોઠવણ પણ મેં કરી લીધી.

ઉપરાન્ત પેલા ઘનઘોર જંગલમાં પણ મેં લાકડાની દિવાલોવાળો એક કિલ્લો તૈયાર કર્યો.

× × ×

એક દિવસ હું પાસેના પહાડ ઉપર ચડી આમતેમ જોતો હતો ત્યાં મને દૂર દૂર કોઇ નાવ જેવું જણાયું. ઘણું

છેટું હોવાથી હું નરી આંખે સાફસાફ જોઈ શકતો નહોતો. હું વહાણમાંથી બેચાર દુર્બિનો લઈ આવ્યો હતો, પણ તે વખત મારી પાસે એકેય દુર્બિન નહોતું.

કેટલીક વાર પછી કિલ્લામાં જઇ હું દુર્બિન લઈ આવ્યો ને બારીકાઇથી તપાસ કરવા લાગ્યો. પણ કોઈ જણાયું નહિ. નાવ ને તેમાંનાં માણસો દેખાતાં બન્ધ થયાં હતાં.

હવે મેં જરા હિમ્મત રાખી એ નાવ આવી હતી તે તરફ જવા માંડયું.

ત્યાં જઇને મેં શું જોયું? કેવું ભયાનક દૃશ્ય! ઠેર ઠેર મનુષ્યોની ખોપરીઓ પડી હતી! હું કમ્પી ઉઠયો, "અરે! આ તો નરમાંસભક્ષક જંગલીઓ છે! અરે પ્રભુ, મને બચાવજે, નહિ તો મારું અહીં કોણ બેલી છે?"

એ વાતને થોડા દિવસ વીતી ગયા તે પછી એકવાર દુર્બિન લઇને હું પહાડ ઉપર ચડી ગયો. ઉપર જતાં જ મેં જોયું કે દૂર દૂર થોડાં માણસો તાપણીની આસપાસ વિંટળાઇને બેઠાં છે. તેમનાં શરીર ઉપર એક પણ કપડું નહોતું જણાતું, તેમની બાજુમાં બે નાવ જણાતી હતી.

થોડી વાર પછી ભરતીનો સમય થતાં એ લોકો ઊઠ્યા ને અગ્નિની આસપાસ થોડી વાર નાચીને પછી નાવમાં બેસી ચાલ્યા ગયા.

હથિયારોનો બોજો ઉપાડીને એટલે દૂર સુધી જતાં હું ખૂબ થાકી ગયો.

મેં ત્યાં જઈને જોયું તો જણાયું કે એ લોકોની નાની મોટી પાંચ નાવ હતી, દૂર દૂર મને એ જણાતી હતી. રેતીના પટ ઉપર અગ્નિ ભડ ભડ બળતો હતો ને એ રાક્ષસી લોકના ભોગ બનેલ માણસોની ખોપરીઓને તાજાં હાડપિંજર અહીં તહીં રખડતાં હતાં!

હવે મને લાગ્યું કે એ જંગલી લોકો કોઈ કોઈ વાર આ બેટમાં આવે છે ખરા.

× × ×

તે પછી પન્દર મહિના સુધી તે લોકો જણાયા નહિ. પણ મને તો તેમની બ્હીકે સુખે ઊંઘ આવતી નહિ!

## પ્રકરણ ૨૬ મું

## અજાણ્યું વહાણ

મે મહિનાની સોળમી તારીખ હતી. આખો દિવસ ગાજવીજ સાથે મુશળધાર વરસાદ વરસ્યો હતો. રાત પડવા છતાં ય તોફાન ચાલુ જ રહ્યું હતું.

હું મારી ગુફામાં બેસીને બાઈબલ વાંચતો હતો.

એકાએક દૂર દૂર સમુદ્રમાં મેં તોપનો ધડાકો સાંભળ્યો. હું ચકિત થઈ ગયો.

હું એકદમ ઉભો થઈ ગયો ને સીડીની મદદવડે ઉપર ચડી જોવા લાગ્યો. એકવાર જે બાજુએ પ્રચંડ પ્રવાહમાં મારી નાવ તણાઇ ગઈ હતી તે બાજુએ આગની નિશાની જણાઇ.

મને લાગ્યું કે જરૂર એ તરફથી જ તોપનો અવાજ આવ્યો છે. મને લાગ્યું કે કોઇ વહાણ તોફાનમાં સપડાઈ મદદ માગી રહ્યું છે.

મેં મારી આસપાસ પડેલાં થોડાં સુકાં લાકડાં ભેગાં કરી ચકમકવડે દેવતા સળગાવ્યો. મને ખાતરી હતી કે એ દેવતા જોઇને વહાણપરના લોકો જરા ધીરજ ધરશે ને બીજે દિવસે મારો ઉદ્ધાર પણ થઈ શકશે.

વહાણ ઉપરના લોકોએ દેવતા દીઠો હશે. ફરીથી મેં વહાણની દિશામાં પ્રકાશ દીઠો ને ઘડી પછી બીજો ધડાકો સાંભળ્યો. તે પછી તો ધડાધડ તોપો ફૂટવા લાગી. મેં આખી રાત જાગતા બેસી રહી દેવતા સળગાવ્યા કર્યો.

સવાર થયું. દૂરદૂર ઘણે દૂર મને વહાણ જેવું જણાયું.

બેટની દક્ષિણ તરફ જઈ પહાડ ઉપર ચડીને મેં જોયું તો જણાયું કે એક વહાણ તોફાનમાં સપડાઈ ગયું છે. એનો થોડો જ ભાગ બહાર દેખાતો હતો.

વહાણ ઉપર કોઈ જીવતું પ્રાણી હોય એમ જણાતું નહોતું. શું થયું હશે? એ મને બરાબર ન સમજાયું. મને થયું, એ વહાણ ઉપરનાં બધાં માણસ ડૂબી મર્યા હશે? કે કોઈ બીજા વહાણે તેમને બચાવી લીધાં હશે?

વળી મને વિચાર આવ્યો કે "અહો, એમાંનુ એકાદ માણસે ય જીવતું રહી આ બેટમાં આવી ચડ્યું હોત તો મને કેટલો આનન્દ થાત!

તોફાન સમી ગયું તે પછી હું મારી નાવ લઈ ને એ ભાંગેલા વહાણને જોવા ચાલ્યો. મને હજી ય થતું કે વખતે એકાદ જીવન્ત પ્રાણી મળી જાય તો કેવું સારું!

ભરતીની મદદવડે હું વહાણ પાસે જઇ પહોંચ્યો. વહાણની દશા જોઈ મને થયું કે બે ખડકોની વચ્ચે આવી પડવાથી એના ટૂકડેટૂકડા થઈ ગયા હતા. એનો આગલો ને પાછલો ભાગ સમુદ્રની ભયંકર છોળોને લીધે તૂટી ગયો હતો. બાકી રહેલા ભાગો ઉપરથી મેં અનુમાન કર્યું કે એ વહાણ સ્પેન દેશનું છે.

મારી નાવ વહાણ પાસે પહોંચી કે તરત એક કુતરો વહાણમાંથી દોડી આવ્યો. મેં એને તરત જ બોલાવ્યો.

તરત જ કુતરો પાણીમાં કુદી પડયો ને મારી પાસે આવી પહોંચ્યો. મેં એને મારી પાસેની એક રોટલી આપી ને થોડું પાણી પાયું.

તે પછી વહાણમાં હું જઇ આવ્યો.

વહાણમાં પેલા કુતરા વિના બીજું એકે જીવતું પ્રાણી ન જણાયું. રસોડામાં બે માણસો એક બીજાને વળગી મરેલાં પડયાં હતાં.

વહાણમાંથી મને બે પેટીઓ, લાકડાનાં કેટલાંક વાસણ, સાંકળ, ચીપીઆ ને કોદાળી વગેરે મળ્યું. એ સૌ ચીજોને અને કુતરાને લઇ હું પાછો વળ્યો.

આખા દિવસની સખ્ત મહેનતને લીધે હું તે રાત નાવમાં જ સૂઇ રહ્યો.

સવારે ઊઠીને બધી વસ્તુઓ નીચે ઉતારી લીધી.

એક પેટી ઉઘાડતાં મને તેમાંથી ઘણી ઉપયોગી ચીજો લોટ, મીઠાઇ, કપડાં વગેરે મળ્યું. બીજીમાં રૂપિયા, સોનાનાં પતરાં ને દારૂ વગેરે હતું.

બધી ચીજોને મેં ઠેકાણે મૂકી દીધી.

હવે હું ઝાઝો બહાર નીકળતો નહોતો, ને કદી જતો હતો તો પૂર્વ દિશા તરફ જ; કારણકે એ તરફ જંગલીઓની આવવાની આશા ઓછી હતી.

વળી બે વર્ષ વીતી ગયાં.

## પ્રકરણ ૨૭ મું

## સેવક મળ્યો

એક રાતે હું મારા બિછાનામાં પડ્યો હતો. કંઈકંઈ ચિન્તાઓને લીધે ઊંઘ નહોતી આવતી.

અનેક વિચારમાળાઓમાં ગોથાં ખાતાં ખાતાં મારી આંખ સહેજ મીંચાઈ. મને સ્વપ્ન આવ્યું: જાણે અગિયાર જંગલીઓ બે નાવ લઈને મારા બેટ ઉપર આવ્યા છે ને એક સાહાય્યહીન માણસને મારી ખાવાની તજવીજ કરી રહ્યા છે! અચાનક પેલો માણસ લાગ મેળવીને નાઠો ને મારા કિલ્લા તરફ આવી પહોંચ્યો. મેં તેની એવી દુઃખી અવસ્થા જોઈ તરત જ તેને આશરો આપ્યો.

હું જાગ્યો ત્યારે ઘણો વ્યાકુળ બની ગયો, પણ છતાં એમ તો થયું જ કે ગમે તેમ પણ એકાદ એવો નોકર મળી જાય તો કેવું સારું!

એ સ્વપ્નાએ મારા મન ઉપર ખૂબ અસર કરી. વારંવાર હું પહાડ ઉપર જઈને સમુદ્ર તરફ જોયા કરતો—કોઈ નાવ આવે છે?

દોઢ વર્ષ વીતી ગયું.

એક દિવસ સવારમાં ઘરની બહાર નીકળતાં જ હું દિગ્મૂઢ બની ગયો. સામેજ સમુદ્રપટ ઉપર જોયું તો જણાયું કે કિનારે પાંચ નાવ લંગરાઇને પડી છે!

નાવમાં એકે ય ઉતારૂ જણાતો નહોતો. બધા નાવમાંથી ઉતરીને ક્યાંક ચાલ્યા ગયા હતા.

મને થયું, ઓ બાપ રે! એકદમ પાંચ નાવ! કોણ જાણે એના ઉપર ચડીને કેટલાં માણસ આવ્યાં હશે?

હવે બહાર ઊભા રહેવાની મારી હિમ્મત ન ચાલી. હું ઝટપટ કિલ્લામાં દોડી ગયો.

પણ પેલા લોકો કોણ છે, શું કરે છે, એ જાણવાની અધિરાઈ ખૂબ વધી ગઇ. બે બન્દુકો સાથે રાખી, દુર્બીન લઇ હું ચીઠી વાટે પહાડ ઉપર ચડી ગયો.

પહાડ ઉપર ચડીને મેં જોયું કે પેલા લોકોએ એક જગાએ મોટી તાપણી કરી છે ને તેઓ તેની આસપાસ વિચિત્ર રીતે પોતાનાં શરીર હલાવતા હલાવતા નાચ કરી રહ્યા છે.

હું આ જોઇ રહ્યો હતો ત્યાં જ તેઓ એકાએક નાવ પાસેથી બે દુર્ભાગી માણસોને ખેંચી લાવ્યા.

એ નિર્દય લોકોએ એકને ડાંગ મારી બેહોશ બનાવ્યો ને પછી તેના શરીરના ટુકડેટુકડા કરી નાખ્યા. બીજો માણસ પોતાની પણ એવી જ દશા થશે એ ભયથી થરથર કાંપતા આંખો બંધ કરી ઊભો રહ્યો.

કેવો ભયંકર ને કરુણ દેખાવ!

પેલા લોકોનું ધ્યાન જરા બીજે ગયું એટલે પેલો

બીજો કેદી માણસ લાગ જોઇને નાઠો ને તીરની પેઠે મારી તરફ દોડતો આવવા લાગ્યો.

પહેલાં તો મારા ઘર તરફ તેને આવતો જોઇ મને ડર લાગ્યો, પણ પછી હિમ્મત ધરી જોવા લાગ્યો કે હવે શું થાય છે ?

વચ્ચે આવતી ખાડી તરી જઇને પેલો માણસ વળી દોડવા લાગ્યો.

એની પાછળ ત્રણ માણસ પડયા હતા. તેમાંના બે ખાડીમાં તરી આગળ આવ્યા. ત્રીજો માણસ ઘડીક ઊભો રહ્યો ને પછી પાછો વળી ગયો.

પેલો માણસ આગળ ને બે જણા તેની પાછળ દોડતા દોડતા મારા તરફ આવી પહોંચ્યા.

હવે હું શૂનસુન ન બેસી શકયો. બે બન્દૂકો લઈ નીચે ઉતર્યો અને ઝટપટ પેલા નાસનાર ને તેની પાછળ પડનારની વચ્ચમાં જઈ ને ઉભો.

જે માણસ આગળ હતો તેને તો મેં બન્દૂકના કુન્દાથી જ નીચે પાડયો. હું બન્દૂકનો અવાજ કરવા માગતો નહોતો તેથી જ એ રીતે એને ઘાયલ કર્યો. એને પડતો જોઈ એનો સાથી નવાઇ પામીને ઊભો જ રહ્યો.

હું એના તરફ દોડયો.

પેલાની પાસે ધનુષ બાણ હતાં. ને એ ધનુષ ઉપર તીર ચડાવવાની તૈયારી જ કરતો હતો.

છેવટ મેં ગોળી ચલાવી. એક જ ગોળીથી કામ પતી ગયું.

પોતાના બન્ને દુશ્મનોને મરણને શરણ થયેલા જોઈ પેલો નાસનાર જરા થંભી ગયો, પણ મારી બન્દૂકનો અવાજ સાંભળી એ વળી ચમક્યો.

એની નવાઈનો પાર ન રહ્યો.

કેટલીક વાર સુધી એ પત્થરના પુતળાની પેઠે ઊભો રહ્યો ને પછી ત્યાંથી નાશી જવાનો લાગ શોધવા લાગ્યો.

મેં એને મારી પાસે બોલાવ્યો. એ જરા આગળ આવ્યો ને વળી થંભી ગયો. એના મનમાં બીક પેસી ગઇ હશે કે 'પેલા બે જણની દશા થઈ તેવી મારી દશા પણ થશે!'

પણ મેં એને ઈસારાથી જણાવ્યું કે "તને કાંઇ ઇજા નહિ કરું. ડરીશ ના."

છેવટ સાહસ કરીને એ મારી નજીક આવ્યો ને મારા પગમાં પડયો. તેણે ધરતીને અડકી બહુ ન ભમ્રાવે મને પ્રણામ કર્યાં ને પછી મારો પગ ઉંચકી પોતાના માથા ઉપર મુક્યો.

પછી મેં તેને ઊભો કરી ઈસારાથી આશ્વાસન આપવા માંડયું.

મેં જે માણસને બન્દૂકના કુન્દાથી પાડયો હતો તે મરી નહોતો ગયો, પણ મુર્છિત જ થઇ પડયો હતો. તેને જાગૃત થતો જોઈ પેલો માણસ વળી ગભરાઇ ગયો. એણે મને કંઇક કહ્યું, પણ તેનો એક અક્ષરે ય મને સમજાયો નહિ. છતાં આજ પચ્ચીસ છવ્વીસ વર્ષે મેં માણસનો અવાજ સાંભળ્યો તેથી મારા આનન્દનો પાર ન રહ્યો.

પેલો બીજો માણસ ઊઠીને બેઠો થતો હતો ત્યાં અમે ચમક્યા. હું બન્દૂક તાકું તે પહેલાં પેલા નાશી આવનારે

મારી પાસે તલવાર માગી. તલવાર મળતાં જ એ પોતાનો પીછો લેનાર દુશ્મન પાસે પહોંચી ગયો ને તરત જ તેણે તેનું માથું ઉડાવી દીધું.

પોતાના બન્ને દુશ્મનોનો નાશ થયેલો જોઈ પેલા માણસના આનન્દનો પાર ન રહ્યો. એ વિચિત્ર રીતે શરીર હલાવતો હલાવતો નાચ કરવા મંડયો.

થોડી વાર પછી તે પેલા બીજા મુડદાની પાસે ગયો ને તેને ઉલટાવી ઉલટાવી જોવા લાગ્યો, પણ મેં તેને શી રીતે મારી નાખ્યો એ વાત એને સમજાઈ નહિ.

હવે મેં એને મારી સાથે ચાલવા ઈસારત કરી.

જતા પહેલાં અમે પેલાં બન્ને મડદાંને રેતીમાં દાટી દીધાં.

પછી પેલા માણસને સાથે લઈ હું ગુફામાં ગયો. ત્યાં જઈ મેં એને થોડું ખાવાનું ને પાણી આપ્યું. તે પછી એક બાજુએ પરાળનું બિછાનું કરી આપ્યું જેના ઉપર તે સૂઇ ગયો.

એ આવનાર તન્દુરસ્ત જુવાન હતો. એની ઉમ્મર પચ્ચીસ છવ્વીસ વર્ષની હતી. ચ્હેરો નમ્ર ને કોમળ જણાતો હતો. ખાસ કરીને એનું હસવું બહુ મીઠું લાગતું. એના વાળ લાંબા ને કાળા હતા. આફ્રિકાવાસીઓની પેઠે બરછટ ને વાંકડીઆ નહોતા. એના શરીરનો રંગ છેક કાળો નહોતો, પણ શામળો હતો.

# પ્રકરણ ૨૯ મુ.

## ફ્રાઇડેની કેળવણી

થોડા જ દિવસોમાં પેલો નવીન માણસ મારી સાથે ભળી ગયો. એ મને મળ્યો તે દિવસ શુક્રવાર હોવાથી મેં એનુ નામ 'ફ્રાઇડે' પાડ્યું. અંગ્રેજીમાં શુક્રવારને ફ્રાઇડે કહે છે.

ફ્રાઇડેની ભાષા હું જાણતો નહોતો, મારી ભાષા એ જાણતો નહોતો, એટલે મેં એને શરૂઆતમાં તો હા, ના, વગેરે અંગ્રેજી શબ્દ શીખવાડયા.

માટીના એક વાસણમાં મેં ફ્રાઇડેને થોડુંક દૂધ અને રોટલી ખાવા આપ્યાં ને એ કેવી રીતે ખાવાં તે બતાવ્યું. ફ્રાઇડે આનંદપૂર્વક એ ખાઈ ગયો ને ઇસારતથી જણાવ્યું કે ખાવામાં આ પદાર્થ બહુ જ મીઠો છે.

તે રાત અમે ગુફામાં ગાળી. બીજે દિવસે સવારમાં મેં ફ્રાઇડેને કહ્યું, "ચાલ, તને થોડાંક કપડાં આપું." એ સાંભળી એ ખૂશ ખૂશ થઈ ગયો ને મારી સાથે ચાલ્યો.

ફ્રાઇડે મારી સાથે ખૂબ હળી ગયો હતો, તેમ છતાં ક્દાચ તે કોઈ વાર પોતાના જંગલી સ્વભાવ પર જાય એ



અમે એક નાવ તૈયાર કરવાની તજવીજમાં પડ્યાં.

: પાનું ૧૩૧ :

ફ્રાઇડે—"નહિ, નહિ, હવે હું કદી એવું નહિ કરું, ઉલટો હું તો એમને શાન્તિ, પ્રેમ અને દયાના પાઠ શીખવીશ ને માણસોનું માંસ ન ખાવા કહીશ."

મેં કહ્યું: "તો તો કદાચ તને જ એ લોકો મારી નાંખશે."

ફ્રાઇડે—"ના ના, એ લોકો છેક એવા નથી હોતા. ધર્મની વાતો તેઓ પ્રેમપૂર્વક સાંભળે છે."

મેં પૂછ્યું, "તો શું તું તારે દેશ પાછો જઇશ ?"

ફ્રાઇડે હસીને બોલ્યો: "ઇચ્છા તો ઘણી છે, પણ જાઉં શી રીતે ? એટલે દૂર કંઈ તરીને જઈ શકાય ?"

મેં કહ્યું: "તો તને એક નાવ ઘડી આપું."

"ફ્રાઇડે—"તો આપણે બન્ને એમાં જઇશું"

મેં કહ્યું: "અરે મારું ત્યાં શું કામ છે ? એ લોકો મને જોતાં જ મારી નાંખે તો ?"

ફ્રાઈડે—"ના જી એ લોકો છેક એવા જંગલી નથી. આપના જેવા બીજા પણ થોડાક માણસો ત્યાં આવી વસ્યા છે. તેમની સાથે તેઓ ખૂબ પ્રેમભર્યું વર્તન રાખે છે."

મને થયું, "મારા જેવા થોડા માણસો તે કોણ હશે ?" એ લોકોને મળવાની મારા મનમાં પ્રબળ ઇચ્છા જાગી.

હવે અમે ફ્રાઇડેને દેશ જવા માટે એક ઉપયોગી નાવ તૈયાર કરવાની તજવીજમાં પડયા.

---

# પ્રકરણ ૨૯ મું

## ફરીથી જંગલીઓ

એ નિર્જન બેટમાં મારાં ૨૬ વર્ષ વીતી ગયાં ને ૨૭ મું વર્ષ શરૂ થયું. મેં તે દિવસ ઇશ્વરની પ્રાર્થનામાં ગાળ્યો.

મને ધીરે ધીરે ખાતરી થવા લાગી હતી કે પરમ કૃપાળુ પરમાત્મા હવે અવશ્ય મને આ સ્થળેથી છોડાવશે. હવે મારે વધારે વખત આવી રીતે એકલતામાં રહેવું નહિ પડે.

વર્ષા ઋતુ આવી. અમે તૈયાર કરેલી નાવને એક બાજુએ કાળજીપૂર્વક તરતી રાખી ને તે સમુદ્રમાં તણાઇ ન જાય તેવી ગોઠવણ કરી.

એક દિવસ મેં ફ્રાઇડેને શિકાર માટે મોકલ્યો. તે તરત ચાલ્યો ગયો; પણ થોડી જ વારમાં દોડતો દોડતો પાછો આવ્યો ને હાંફતો હાંફતો બોલ્યો, "અરે! અરે! સત્યાનાશ વળી ગયું. ભયંકર આફત આવી!"

મેં વિસ્મયતાથી પૂછ્યું, "છે શું? ધીરેથી વાત તો કર."

ફ્રાઇડેએ આંખો ફાડી ગભરાઈ કહ્યું, " અરે! અરે! એક! બે!! ત્રણ!!! મેં મારી આંખોએ જોયું. એક! બે!! ત્રણ!!!"

મને કાંઈ ન સમજાયું. એક, બે, ત્રણ શું?

છેવટ ઘણી માથાકુટ પછી સમજાયું કે જંગલી લોકોની ત્રણ નાવ કિનારે આવી છે. હવે હું ફ્રાઇડેને હિમ્મત રાખવાનું કહેવા લાગ્યો. મેં એને ઘણી રીતે સાંત્વન આપવા માંડયું; પણ એનો ગભરાટ જરાય ઓછો થતો નહોતો, એની તો એવી જ ખાતરી હતી કે જરૂર એ લોકો મારી શોધમાં જ આવ્યા છે.

મેં કહ્યું, "ગભરાઇશ નહિ. તારી દશા તે મારી દશા છે. તો પછી તું આટલો બધો શું કામ ડરે છે? આપણી પાસે બન્દૂકો છે. આપણે ડરવાનું કંઇ કારણ નથી. તું મને મદદ નહિ કરે?"

ફ્રાઇડે કહે; "હા, હું જરૂર મદદ કરીશ પણ એ લોકો ઘણા બધા છે"

"તેમાં શું થઇ ગયું?"

છેવટ ફ્રાઇડેએ કહ્યું, "જરૂર આપનું રક્ષણ કરતાં કરતાં જરૂર પડશે તો મારો પ્રાણ પણ આપીશ."

પછી મેં ફ્રાઇડેને બન્દૂકો ને પીસ્તોલો લઈ આવવા કહ્યું, ને એમાં ગોળી, છરા વિગેરે ભરી લીધું. વળી મેં મારી કમ્મરે ખુલ્લી તરવાર લટકાવી દીધી ને ફ્રાઇડેને ખંજર આપ્યું. આટલી તૈયારી કરી અમે પહાડ પર ચઢયા ને દુરબીનથી તપાસ કરવા લાગ્યા. અમે જોયું કે આવનાર એકવીસ જણ છે. એમાં ત્રણ આદમી કેદી જેવા જણાતા હતા. બધા જંગલી લોકો પેલા ત્રણ કેદીઓને મારીને ખાઇ જવાના ઉમંગમાં નાચતા કુદતા હતા.

હવે મારાથી ન રહેવાયું. ફ્રાઇડેને લઇ હું પેલા લોકો તરફ ચાલ્યો.

હળવે પગલે ચાલીને, વનમાં થઇને, અમે પેલા લોકોની પાછળ એક ઝાડની આડમાં જઇ પહોંચ્યા. ફ્રાઇડેએ નજર કરી જોયું અને મને કહ્યું, "એ લોકો એક કેદીને મારી તેને ખાઈ રહ્યા છે. હવે બીજાને મારશે."

મેં દુરબીન વડે જોયું તો જણાયું કે બીજો કેદી યુરોપનો વતની જણાતો હતો એક મજબુત વેલાથી તેના હાથ પગ બાંધ્યા હતા, રેતી પર એ ઢગલો થઇને પડયો હતો.

હું બની શકે એટલો પેલા બીજા કેદી પાસે જઇ પહોંચ્યો.

ઓગણીસ જણ એક તરફ બેઠા હતા. ને બે જણ પેલાને મારવા તેની પાસે જતા હતા. પેલાઓએ કેદીના હાથ પગ છોડવા માંડયા. હવે વિલંબ કરવો ઠીક નથી એમ ધારી મેં ફ્રાઇડેને કહ્યું, "જો હવે હું જેમ કરું તેમ તારે પણ કરવું." એટલું કહી મેં મારી બન્દૂકથી નિશાન તાકયું. ફ્રાઇડેએ પણ તેમ કર્યું. "ચલાવ." કહ્યું ને બે બન્દૂકો સાથે ગરજી ઊઠી. ધડ, ધડ.

ફ્રાઇડેનું નિશાન મારા કરતાંય વધારે સારું તકાયું હતું. એની ગોળીથી બે જંગલી માર્યા ગયા હતા ને ત્રણ ઘાયલ થયા હતા. મારી ગોળીથી એક મરાયો હતો ને બે ઘાયલ થયા હતા.

બાકીના જંગલીઓને કંઈ સમજાયું નહિ. આંખો ફાડીને તેઓ ચારે તરફ જોવા લાગ્યા. અમે ફરીથી બન્દૂકો ચલાવી. જંગલીઓ ગભરાઇને નાવ તરફ નાઠા. ફ્રાઇડેએ તેમનો પીછો લીધો. મેં જલદીથી પેલા કેદી પાસે દોડી જઇ

તેના હાથ પગનાં બંધન છોડયાં. એ બિચારો ભૂખે તરસે અધમુઆ જેવો થઇ ગયો હતો. મેં ઝટ લઇને ગજવામાંથી રોટલી કાઢી તેને આપી ને પૂછયું; "આપ કયા દેશના છો ?

તેણે કહ્યું: "સ્પેનનો."

× × × ×

અમે જંગલીઓને હરાવી નસાડી મૂકયા. પેલા સ્પેનવાસી કેદીની સાથે બીજો એક કેદી હતો તેના તરફ ફ્રાઇડેનું ધ્યાન જતાં તરત જ તેના હરખનો પાર ન રહ્યો. દોડીને એ તેની પાસે ગયો.

તપાસ કરતાં જણાયું કે તે ફ્રાઇડેનો પિતા હતો. ફ્રાઇડે કાળો હતો, જંગલી હતો, પણ તેના માબાપ તરફ અજબ પૂજ્યભાવ હતો. તેનો પિતૃપ્રેમ જોઈ મારી આંખોમાં હરખનાં આંસુ આવ્યાં.

પેલા બન્ને અતિથિઓથી ચાલી શકાય તેમ નહોતું, એથી અમે લાકડાની એક ખાટલી તૈયાર કરી તેના ઉપર એ બન્નેને સુવાડયા ને પછી તેમને ઘર તરફ લઇ ચાલ્યા.

## પ્રકરણ ૩૦ મું

### છૂટકો !

ઘણા દિવસ વીતી ગયા. અમે ચાર જણ ખૂબ આનન્દપૂર્વક દિવસ વીતાડતા હતા.

કેટલાક દિવસ પછી અમે એમ નક્કી કર્યું કે પેલા સ્પેનવાસીએ અને ફ્રાઇડેના પિતાએ એક નાવમાં બેસી સામે કિનારે જવું અને ત્યાં રહેતા બીજા સ્પેનવાસીઓને તેડી લાવવા.

ને એ ગોઠવણ મુજબ તેઓ બન્ને એક મોટી નાવમાં બેસી ચાલ્યા ગયા.

× × × ×

આઠ દિવસ વીતી ગયા. નવમે દિવસે સવારમાં હું પથારીમાં પડયો હતો ત્યાં ફ્રાઇડે દોડતો આવ્યો ને બોલ્યો, "પેલા લોક વળી પાછા આવ્યા."

હું બેઠો થઈ ગયો. ઝટ ઝટ કપડાં બદલી હું દુરબીન લઇને પહાડ પર ચઢી ગયો. દુરબીનથી જોતાં જણાયું કે કિનારેથી દોઢેક માઇલ દૂર એક અંગ્રેજી વહાણ ઉભું છે.

મારી અજાયબીનો પાર ન રહ્યો, મને થયું "અહા ! ખરેખર મારા દેશવાસીઓ હશે તો જરૂર મારો છુટકો થશે."

પણ વળી પાછો વિચાર આવ્યો કે અંગ્રેજી વહાણને સીધો રસ્તો મૂકી અહીં આવવાની જરૂર શી?

મારું મન ડામાડોળ થઈ ગયું. હું દુરબીનની મદદથી બરાબર જોઇ રહ્યો. વહાણમાંથી એક નાવ પાણી પર ઉતરીને કિનારા તરફ આવવા લાગી. પાસે આવતાં જણાયું કે એમાં કુલ અગીઆર અંગ્રેજો છે. તેઓમાં ત્રણ જણ હથિયાર વિનાના, કેદી જેવા, જણાતા હતા.

મને કાંઇ સમજાયું નહિ. ફ્રાઇડે તો એમ જ માનતો કે એ લોકો પણ પેલા જંગલીઓની પેઠે કેદીઓને મારીને ખાઈ જશે. હું એ વાત માનતો નહોતો, પણ છતાં મેં એક જણને તરવાર ઉંચકતાં જોયો. મારૂં શરીર કંપી ઊઠયું.

પણ કોણ જાણે કેમ પેલાઓએ કેદીઓને માર્યા નહિ. ઘડી પછી બાકીના આઠ જણા બેટમાં આમ તેમ ઘુમવા લાગ્યા.

કેટલીક વાર પછી તેમની પાસે પહોંચી જઇ ખરી વાતનો પતો મેળવવાનો મેં નિશ્ચય કર્યો. બન્દૂકો અને બીજાં હથિયાર બાંધી લઇ હું અને ફ્રાઇડે ઉપડયા. પેલા લોકો થાકીને એક જગ્યાએ પડયા હતા ત્યાં પાછળથી હળવે હળવે અમે જઈ પહોંચ્યા.

અમારો વિચિત્ર પહેરવેશ જોઈ પેલા લોકો ગભરાઈને નાઠા. પેલા ત્રણ કેદીઓ બિચારા ત્યાં પડયા રહ્યા હતા તેમની પાસે જઇ મેં કહ્યું, "ભાઇઓ, અમારો વિચિત્ર પોશાક જોઈ ગભરાતા નહિ, અમને તમારા મિત્ર ગણજો."

## પ્રકરણ ૩૦ મું

### છૂટકો !

ઘણા દિવસ વીતી ગયા. અમે ચાર જણ ખૂબ આ-નન્દપૂર્વક દિવસ વીતાડતા હતા.

કેટલાક દિવસ પછી અમે એમ નક્કી કર્યું કે પેલા સ્પેનવાસીએ અને ફ્રાઇડેના પિતાએ એક નાવમાં બેસી સામે કિનારે જવું અને ત્યાં રહેતા બીજા સ્પેન-વાસીઓને તેડી લાવવા.

ને એ ગોઠવણ મુજબ તેઓ બન્ને એક મોટી નાવમાં બેસી ચાલ્યા ગયા.

× × × ×

આઠ દિવસ વીતી ગયા. નવમે દિવસે સવારમાં હું પથારીમાં પડયો હતો ત્યાં ફ્રાઇડે દોડતો આવ્યો ને બોલ્યો, “પેલા લોક વળી પાછા આવ્યા.”

હું બેઠો થઈ ગયો. ઝટ ઝટ કપડાં બદલી હું દુરબીન લઇને પહાડ પર ચઢી ગયો. દુરબીનથી જોતાં જણાયું કે કિનારેથી દોઢેક માઇલ દૂર એક અંગ્રેજી વહાણ ઉભું છે.

મારી અજાયબીનો પાર ન રહ્યો, મને થયું "અહા ! ખરેખર મારા દેશવાસીઓ હશે તો જરૂર મારો છુટકો થશે."

પણ વળી પાછો વિચાર આવ્યો કે અંગ્રેજી વહાણને સીધો રસ્તો મૂકી અહીં આવવાની જરૂર શી ?

મારું મન ડામાડોળ થઈ ગયું. હું દુરબીનની મદદથી બરાબર જોઈ રહ્યો. વહાણમાંથી એક નાવ પાણી પર ઉતરીને કિનારા તરફ આવવા લાગી. પાસે આવતાં જણાયું કે એમાં કુલ અગીઆર અંગ્રેજો છે. તેઓમાં ત્રણ જણ હથિયાર વિનાના, કેદી જેવા, જણાતા હતા.

મને કાંઈ સમજાયું નહિ. ફ્રાઇડે તો એમ જ માનતો કે એ લોકો પણ પેલા જંગલીઓની પેઠે કેદીઓને મારીને ખાઈ જશે. હું એ વાત માનતો નહોતો, પણ છતાં મેં એક જણને તરવાર ઉંચકતાં જોયો. મારું શરીર કંપી ઊઠ્યું.

પણ કોણ જાણે કેમ પેલાઓએ કેદીઓને માર્યા નહિ. થોડી પછી ખારીના આઠ જણા બેટમાં આમ તેમ ઘુમવા લાગ્યા.

કેટલીક વાર પછી તેમની પાસે પહોંચી જઈ ખરી વાતનો પત્તો મેળવવાનો મેં નિશ્ચય કર્યો. બન્દૂકો અને બીજાં હથિયાર બાંધી લઈ હું અને ફ્રાઇડે ઉપડ્યા. પેલા લોકો થાકીને એક જગ્યાએ પડ્યા હતા ત્યાં પાછળથી હળવે હળવે અમે જઈ પહોંચ્યા.

અમારો વિચિત્ર પહેરવેશ જોઈ પેલા લોકો ગભરાઈને નાઠા. પેલા ત્રણ કેદીઓ બિચારા ત્યાં પડ્યા રહ્યા હતા તેમની પાસે જઈ મેં કહ્યું, "ભાઈઓ, અમારો વિચિત્ર પોશાક જોઈ ગભરાશો નહિ, અમને તમારા મિત્ર ગણજો."

પેલા ત્રણ કેદીઓમાંના એક જણે કહ્યું, "ભાઇ, ખરેખર તમે ખરા સંકટ વખતે આવી પહોંચ્યા છો. હું આ વહાણનો કપ્તાન છું. નાવિક લોકોએ બળવો કરી મને અને આ બે જણને કેદ કર્યા છે. એમનો વિચાર તો અમને અહીં જ પુરા કરવાનો હતો. પણ વળી છેવટ અમને અહીં રઝળતા મૂકી ચાલ્યા જવાનો તેમણે નિર્ણય કર્યો છે."

મેં પૂછ્યું: "એ લોકો પાસે બન્દૂકો છે?"

"હા. બે બન્દૂકો છે."

થોડો વિચાર કરી મેં કહ્યું; "જુઓ, આપ મારી બે વાત કબુલ કરો તો હું આપને મદદ કરું."

"કઈ?"

"એક તો આ બેટમાં રહો ત્યાંસુધી મારું કહેવું માનવું ને બીજી વાત એ કે વહાણ ઉપર તમારો અધિકાર પુનઃ જામે તો મને કાંઇ ભાડુ લીધા વિના ઇંગ્લેંડ પહોંચાડવો."

"કબુલ છે."

"ઠીક. તો લ્યો આ ત્રણ બન્દૂકો ને આ દારૂગોળી."

પેલા લોકો બેટમાંના જંગલ તરફ જાય એવી તરકીબ અમે રચી. અમારી યુક્તિ સફળ થઈ ને વહાણનો કબજો અમે મેળવ્યો.

જે નાવિકો કપ્તાન વિરુદ્ધ માથું ઉઠાવે તેમને ફાંસીની સજા થતી હતી. પેલા નાવિકો હવે ગભરાવવા લાગ્યા કે ઈંગ્લેંડ ગયા પછી અમારે ફાંસીને માંચડે લટકવું પડશે. છેવટ મેં તેમને વચલો માર્ગ સૂઝાડયો: તેમને એ બેટ

પર રહેવા જણાવ્યું. ઠીક સંખ્યામાં હોવાથી તેમને ત્યાં ગમે એમ હતું, તેથી તેમણે ઝટ એ વાત સ્વીકારી.

× × × ×

ને રૂપિયા વિગેરે ઉપયોગી વસ્તુઓ લઈને હું વહાણ પર ચઢયો. અનેક સુખદુ:ખ ભોગવી સન ૧૬૮૬ ની ઓગણીસમી ડિસેમ્બરે મેં એ નિર્જન બેટ છોડયો. એ બેટમાં મેં કુલ અઠાવીસ વર્ષ, બે મહિના ને ઓગણીસ દિવસ વિતાડયાં હતાં.

આજે એ નિર્જન બેટમાંથી છૂટકો થતાં મારા આનન્દનો પાર ન રહ્યો. ઘુંટણીએ પડી મેં પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માન્યો.

મને અને ફ્રાઈડેને લઈ વહાણ ધીરે ધીરે સમુદ્રમાં આગળ વધવા લાગ્યું.

# પ્રકરણ ૩૧ મું

## સ્વદેશ અને ધનલાભ

પ્રભુકૃપાએ સ્વદેશ માટેની સફર નિર્વિઘ્ન પૂરી થઈ. સન ૧૬૮૭ ની ૧૧ મી જુને મેં ઇંગ્લેંડમાં ફરીથી પગ મૂક્યો !

પણ વર્ષો સુધી દૂર દેશાવર રહેનાર હું ઇંગ્લેંડમાં અજાણ્યો બની ગયો હતો. મારું કોઇ ઓળખીતું જણાતું નહોતું. કપ્તાનની જે સ્ત્રી પાસે મારું ધન હતું તે જો કે જીવતી હતી, પણ ઘણી ગરીબ બની ગઇ હતી. મેં તેની એવી અવસ્થા જોઈ તેની પાસેથી ધન ન માગ્યું, પણ ઉલટું મારી પાસે તે વખતે જે કાંઇ હતું તેમાંથી કેટલુંક આપી તેને મદદ કરી.

પછી હું યૉર્ક શહેરમાં ગયો. ત્યાં જઈને જોયું કે મારાં માબાપ, અને ભાઈ એ સૌ મરણ પામ્યાં છે. કેવળ મારી બે બ્હેનો ને તેમના બે ભત્રીજા જીવતાં હતાં. મારાં સૌ સંબંધીઓએ તો એમ જ માની લીધું હતું કે 'રૉબિન્સન દૂર દેશાવરમાં મરણ પામ્યો છે.' આથી મારા પિતાએ પોતાની મિલ્કતમાં મારો ભાગ પણ રાખ્યો નહોતો ! હવે

તો મને મારા ઘર ખર્ચની ચિન્તા થવા લાગી. મારી પાસે જે પુંજી રહી હતી તે કાંઇ ખાસ વધારે નહોતી. મને થયું, હવે શું કરવું ?

પણ પ્રભુકૃપાએ જ્યાંથી કાંઈ મળવાની આશા નહોતી ત્યાંથી મને અચાનક મદદ મળી ગઈ! જે કપ્તાનનો મેં જીવ બચાવ્યો હતો તેણે વહાણના માલિકને બધી વાત કહી હતી ને તેથી એ માલિક અને તેના ભાગીદારોએ મને લગભગ ત્રણ હજાર રૂપિયાનું ઇનામ આપ્યું હતું. પણ તેમ છતાં ય નિશ્ચિન્ત બનવા જેટલી રકમ તો હજી મારી પાસે નહોતી થઈ; આથી છેવટ મેં લિસ્બન બન્દરે જઇ ત્યાંથી બ્રાઝિલની મારી ખેતીવાડીની તપાસ કરવાનો વિચાર કર્યો.

ફ્રાઇડેને સાથે લઈ હું લિસ્બન પહોંચ્યો. મારો પેલો કપ્તાન મિત્ર ખૂબ ઘરડો થઇ ગયો હતો. ઘણાં વર્ષો વીતી ગયાં હોવાથી એકદમ તો તે મને ઓળખી ન શક્યો; પણ જ્યારે મેં તેને પાછલી બધી વાતની યાદ આપી ત્યારે એને ઓળખાણ પડી.

કેટલીક વાતચીત પછી મેં તેને બ્રાઝિલમાંની મારી ખેતીવાડી સંબંધી પૂછ્યું, તેણે જણાવ્યું. “નવ વર્ષથી હું તો બ્રાઝિલ નથી ગયો. તે પહેલાં મેં તમારી ખેતીવાડી જોઈ હતી.”

કપ્તાનની બધી વાતચીત ઉપરથી મને ખબર પડી કે જે બે માણસોને હાથ મેં મારી મિલકત સોંપી હતી તે તો મરણ પામ્યા હતા ને મારી બધી મિલકત ગવર્નમેન્ટે કબજામાં લીધી હતી.

મને એમ પણ જણાયું કે જો મારી કાંઇ ખરખબર નહિ મળે તો ગવર્ન્મેન્ટ મારી મિલ્કતમાંથી કેટલોક ભાગ ધર્માદાસાં ખર્ચશે ને બાકીનો ભાગ પોતે લઈ લેશે. કસાનને મેં મારા મરણ પછીનો અધિકારી નિમ્યો હતો, પણ મારા મરણની ચોક્કસ માહિતીને અભાવે તેને તેમાંથી કાંઈ મળ્યું નહોતું; જો કે છેલ્લાં કેટલાંક વર્ષોનું મારું ઉત્પન્ન તેને મળ્યું હતું. તેણે એ આવકમાંથી એક વહાણ ખરીદ્યું હતું, પણ હું મળ્યો તે સમયમાં એની સ્થિતિ બહુ સારી નહોતી.

તેમ છતાં તેણે પોતાની પાસેના બધા રૂપિયા મારી પાસે રજુ કરી દીધા !

મેં પૂછ્યું, "પણ આટલી રકમ એક સાથે આપી દેતાં તમને કાંઈ મુશ્કેલી નહિ પડે ?"

"મુશ્કેલી નહિ પડે એમ તો કેમ કહું ? પણ એ નાણાં તમારાં છે ને મારે તે તમને આપવાં જ જોઈએ."

એ વૃદ્ધ કસાનનો આવો સદ્વ્યવહાર જોઈ હું ખૂબ રાજી થયો ને પેલા રૂપિયામાંથી માત્ર ૫૦૦ રૂપિયા રાખી બાકીના મેં તેને ભેટ આપી દીધા.

× × ×

એ જ વૃદ્ધ કસાનની જહેમતથી સાતેક મહિનાના અરસામાં બ્રાઝિલની મારી મિલ્કતનો હિસાબ મને મળી ગયો.

હું આજસુધી જીવતો છું એમ જાણી ત્યાંના લોકો ખૂબ રાજી થઇ ગયા હતા.

તે લોકોએ મારે નામે જમા થયેલા લગભગ પંચોતેર હજાર રૂપિયા તથા બીજો કેટલોક કીંમતી સામાન મોકલી આપ્યો ને મને એકવાર બ્રાઝિલ આવવા આમન્ત્રણ આપ્યું.

એટલું બધું ધન મળતાં મારા આનન્દનો પાર ન રહ્યો. મેં મારા વૃદ્ધ કસાન મિત્ર પાસેથી જે પાંચસે રૂપિયા લીધા હતા તે તરત જ તેમને પાછા આપી દીધા. ઇંગ્લેંડના મારા બીજા કસાન મિત્રની પેલી વિધવાને પણ મેં દોઢ હજાર રૂપિયા ભેટ તરીકે મોકલી આપ્યા.

હવે મને મારા રૂપિયા સાચવવાની ચિન્તા થઈ. પેલા કસાન મિત્ર ઉપર મને પૂરેપૂરો ભરોંસો હતો, પણ તે હવે વૃદ્ધ થઈ ગયા હતા. આથી છેવટ બ્રાઝિલ તરફ જવાનું મુલતવી રાખી, બધી ચીજો ને નાણાં લઇ ઇંગ્લેંડ જવાનો મેં વિચાર કર્યો.

## પ્રકરણ ૩૨ મું

---

## વિકરાળ વરુઓના પંજામાં

---

ઇંગ્લેંડ પાછા જવાનું મેં નક્કી કર્યું. લિસ્બન બંદરેથી બે રસ્તે જઈ શકાય તેમ હતું. એક દરિયામાર્ગે ને બીજા જમીનમાર્ગે.

" જમીનમાર્ગે જતાં રસ્તામાં ઘણાં જંગલ આવે છે ને તેમાં વિકરાળ વરુઓનો બહુ ભો છે. " એવું મેં સાંભળ્યું; પણ તેમ છતાં મારા સ્વભાવને એ જ માર્ગે જવાનું વધારે ગમ્યું.

મારી સર્વ દોલત લઇ, ફ્રાઇડે સાથે, મેં મુસાફરી શરૂ કરી.

અમને એક ભોમિયો મળી ગયો. બીજા થોડા સાથી પણ મળ્યા. અસ્ત્રશસ્ત્રોથી સજ્જ થઈ, ઘોડા પર બેસી, અમે આગળ જવા લાગ્યા.

પ્રથમ તો રસ્તામાં કેટલાંક શહેરો જોતા જોતા અમે ધીરે ધીરે આગળ વધતા હતા; પણ ગ્રીષ્મ ઋતુ વીતી જવા આવી હોવાથી ને બરફ પડવાની બીકથી અમારે પછીથી ઉતાવળ કરવી પડી.

ઘણી ઉતાવળ કરવા છતાં બરફ પડવાની શરૂઆત રસ્તામાં જ થઇ ગઈ. ગરમ દેશમાં વરસોનાં વરસો રહેવાને લીધે મારાથી ઠંડી સહન થઈ શકતી નહોતી. મારું આખું શરીર જાણે ઠંડીથી થીજી જવા લાગ્યું. ફ્રાઇડેએ પણ આવી બેસુમાર ઠંડી ને બરફથી ઢંકાયેલ પર્વતો કદી દીઠેલા નહિ તેથી એ ભયથી થરથરવા લાગ્યો.

બરફ તો વધુ ને વધુ પડતો જ ગયો.

રસ્તામાં અમને એક બીજો ભોમિયો મળી ગયો. તેણે જણાવ્યું કે " હું આપને એવા પ્રદેશમાંથી લઈ જાઉં કે જ્યાં બરફ ઓછો પડે છે."

અમે તો એની વાત સાંભળી રાજી રાજી થઈ ગયા. ને એને આગ્રહપૂર્વક સાથે લીધો.

પણ ભોમિયે જણાવી દીધું કે " એ રસ્તે બરફ ઓછો પડશે એ ખરું, પણ બદલામાં વિકરાળ વરુઓનો ત્રાસ સહેવો પડશે. "

મેં નિડરપણે જણાવ્યું, " તેની ફિકર નહિ. તમે સુખેથી અમને એ જ રસ્તેથી લઈ જાવ. "

ને અમે એ નવીન ભોમિયા સાથે નવીન માર્ગે આગળ મુસાફરી શરૂ કરી.

રસ્તામાં અમને બીજા બારેક મુસાફરો પણ મળી ગયા.

એ માર્ગે ઝાઝો બરફ નહોતો પડતો ને તેથી અમે ઝપાટાબંધ અમારી મુસાફરી કરી શકતા હતા.

પણ—પણ એમ સહેલાઇથી મુસાફરી કરવાનું ભાગ્ય રૉબિન્સન ક્રુઝોના નસિબમાં કયાંથી હોય ?

એક દિવસ સાંઝ પડવાનો સમય હતો. અમે ઝપાટાભેર રસ્તો કાપતા હતા, ત્યાં એકાએક ત્રણ વિકરાળ વરુઓ ને તેમની પાછળ એક રીંછ જંગલમાંથી નીકળી અમારી પાછળ પડયાં. સહેજ વાતમાં અમારો ભોમિયો બચી ગયો નહિ. તો એ જ એમનો ભોગ બની જાત.

ભોમિયો તો વરુઓને જોઈને જ ગભરાઇ ગયો હતો, પણ ફ્રાઇડે કે જે એની પાસે હતો તેણે એકદમ ઘોડો દોડાવી વરુઓ ઉપર બન્દૂક ચલાવી. એક વરુ ઠેર થયું ને બીજાં બે નાશી ગયાં.

ભોમિયો બચ્યો ને અમે આગળ ચાલ્યા.

વિકરાળ વરૂઓના ભેટાથી અમે જરા ડર્યાં તો ખરા, ફ્રાઈડેની બન્દૂકનો અવાજ સાંભળી જંગલમાં રસ્તાની બન્ને બાજુએ બીજાં વરૂઓની ભયંકર બૂમો સંભળાવા લાગી.

એક વરુને ઠાર કરી ફ્રાઈડેએ પેલા રીંછ ઉપર હૂમલો કર્યો હતો. રીંછનું શરીર બહુ મોટું હોય છે, તેથી એ એકદમ માણસ ઉપર હૂમલો કરતું નથી. એ બહુ જ ભૂખ્યું નથી હોતું તો ભાગ્યે જ માણસો ઉપર હુમલો કરે છે. એને છેડવામાં ન આવે તો એ ચુપચાપ ચાલ્યું જાય છે, પણ એ એવું હઠીલું જાનવર હોય છે કે જીદ ઉપર આવતાં જંગલના રાજા સિંહને પણ રસ્તો નથી આપતું. માણસ જો છાનોમાનો બાજુએ ખસી જાય છે તો રીંછ તેને ખાસ પજવતું નથી, પણ જો માણસ એક જ-

ત્યારે ઉભો રહી તેના સામે તાકી ઉભો રહી તેને ખીજવાટ થાય એવું કાંઈ કરે તો પછી એ જીવ ઉપર આવી લડે છે ને જ્યાં સુધી પૂરેપૂરો બદલો ન વાળી શકે ત્યાં સુધી તેની પાછળ ઘુમે છે.

અમે તો રીંછને જોતાં ગભરાઈ ગયા હતા, પણ ફ્રાઇડે ગભરાયો નહોતો. એણે રીંછને પડકાર કર્યો, "અરે ઓ રીંછડા, આવ, આવ, આપણે ભેટીએ !"

આમ કહી, અમારો રોકયો ન રોકાતાં, ફ્રાઈડે ઘોડા પરથી નીચે ઊતરી રીંછ તરફ દોડયો.

રીંછ તો નીચું મોં કરી ચાલ્યું જતું હતું. ફ્રાઇડેએ તેને વળી પડકાર્યું. ને એક પત્થર માર્યો.

હવે રીંછ વીફર્યું ને ફ્રાઇડેની પાછળ પડયું.

અમને બીક લાગી કે વખતે રીંછ એને નુકસાન કરશે.

મેં કહ્યું, "અરે મૂરખ, આ શું કરે છે ? બાજુએ ખસી જા. હું એને ગોળીથી પૂરું કરું."

પણ ફ્રાઇડે નાસતો નાસતો બોલ્યો, "ના, ના, હમણાં ગોળી ન ચલાવતા. જરા ગમ્મત જુઓ."

ફ્રાઈડે એક ઝાડ પાસે જઇ પહોંચ્યો ને ઝપાટાભેર એના ઉપર ચડી ગયો. રીંછ પણ ઝાડ પાસે પહોંચી ગયું. થડ પાસે ફ્રાઈડેએ પોતાની બન્દૂક મુકી હતી તેને એણે સુંઘી ને પછી એ ઝાડ ઉપર ચડી ગયું.

અમને તો હવે ચિન્તા થવા લાગી.

પણ ફ્રાઇડે જરા ય ગભરાયા વગર બોલતો હતો, "આવો, આવો, રીંછભાઈ."

ફ્રાઇડે જે ડાળ ઉપર પહોંચી ગયો હતો તેના ઉપર રીંછ જઈ પહોંચ્યું એટલે એણે એ ડાળ જોરથી હલાવવા માંડી.

હવે રીંછભાઈ ગભરાયા, ને પાછે પગે ખસવા લાગ્યા. હવે અમે રીંછની આ દશા જોઈ હસવું ખાળી ન શકયા.

એકાએક ફ્રાઇડે સરકતો સરકતો ડાળની એક બાજુએ જઈ પહોંચ્યો ને જમીન ઉપર કૂદી પડયો. રીંછ એની પાછળ કૂદવાની તૈયારી કરતું હતું, પણ તેવામાં જ વિજળી વેગે ફ્રાઇડેએ બન્દૂક ઊઠાવીને ગોળી ચલાવી.

રીંછ ઢગલો થઇને નીચે પડયું.

સાંઝ પડી ગઈ હતી. હજી ત્રણ માઇલનો રસ્તો કપાય તો જ કોઇ ગામ આવે એમ હતું, ભોમિઆએ ગભરાતાં ગભરાતાં જણાવ્યું, "હજી આપણે ભયંકર સ્થળમાં થઇને જવાનું છે."

પણ હિમ્મત રાખી અમે આગળ ચાલ્યા.

સૂર્ય આથમવાને અડધા કલાકની વાર હતી. અમે જંગલમાંથી નીકળી એક મેદાનમાં આવી પહોંચ્યા. ત્યાં પહોંચતાં જ અમે જોયું કે પાંચ વરૂ છલંગ મારતાં મારતાં રસ્તો વટાવી ગયાં. આ જોઇ અમારા ભોમિયાએ ગભરાઈને કહ્યું, "અરે, વરૂઓનું ટોળું આવતું લાગે છે!"

અમે અમારાં હથિયાર સંભાળ્યાં, પણ તરત તો કાંઈ જણાયું નહિ.

પણ થોડે જ આગળ ગયા ત્યાં જે દેખાવ જોયો તેથી અમે તો થરથરી ઉઠયા. બાર વરુઓ એક ઘોડાને મારી નાખી તેનું માંસ ખાઇ રહ્યાં હતાં! જાણે અમે વરુઓને દીઠાં જ નથી એમ કરી બાજુએ થઈને ચાલવા લાગ્યા. વરુઓએ પણ પ્રથમ તો અમારા તરફ દુર્લક્ષ આપ્યું.

પણ થોડે જતાં જ અમને જણાયું કે દોઢસો વરુઓએ અમારો પીછો લીધો છે!

મેં મારા સાથીઓને હિમ્મત આપી ને જણાવ્યું કે સૌએ એકી સાથે બન્દૂક ન ચલાવવી, પણ વારાફરતી ચલાવવી.

વિકરાળ વરુ દેખાયાં ને અમારામાંથી થોડી બન્દૂકો ગર્જી; ધડ: ધડ:

બન્દૂકોના અવાજ ને તેના ભડકાથી વરુઓ જરા ખમચાયાં. મેં તરત જ સૌને એક સાથે બૂમ પાડવા જણાવ્યું.

અમારી બન્દૂકોને લીધે થોડાં વરુ પડયાં ને બીજાં ગભરાઇને પાછાં વળી દોડવા લાગ્યાં. અમે થોડે સુધી તેમનો પીછો લીધો.

એ ટોળાને નસાડી અમે આગળ ચાલ્યા.

પણ હજી આફ્ત કાંઈ ટળી નહોતી.

અમે થોડેક આગળ ગયા ત્યાં જ વળી બીજાં વરુઓની બૂમો સંભળાવા લાગી. દૂર એક તરફ અમે બન્દૂકનો અવાજ સાંભળ્યો, પણ તે કોણે કર્યો હતો તે અમને ન સમજાયું. થોડી જ વારમાં અમે જોયું કે એક ઘોડો વાયુવેગે દોડે છે ને પન્દર સોળ વરુઓ તેની પાછળ પડયાં છે!

ઘોડો વેગપૂર્વક જતો હતો, પણ વરુઓ તેનાથી ય ખૂબ વેગે દોડતાં હતાં. જોતજોતામાં તેમણે ઘોડાને પકડી પાડયો ને મારી નાખ્યો.

વળી આગળ જતાં અમે એથી ય વધુ કમકમાટી ભર્યો દેખાવ દીઠો. અમે જોયું કે રસ્તામાં એક ઘોડો ને બે મનુષ્યો મરેલાં પડયાં છે ને કેટલાંક વરુઓ તેમને ખાઈ રહ્યાં છે !

એક માણસ પાસે અમે એક બન્દૂક પડેલી દીઠી. અમને હવે સમજાયું કે થોડી વાર પહેલાં જે અવાજ થયો હતો તે આ નિર્ભાગી મુસાફરે કર્યો હશે.

આ જોઇ અમે પણ ભયથી કંપી ઊઠયા. શું કરવું ?

વરુઓએ અમને દીઠા હતા. શિકારની લાલચે તેઓ અમને ઘેરી વળ્યાં. લગભગ ત્રણસો વરુઓ હતાં, તેમ છતાં ડર્યા વિના અમે એ હિંસક પશુઓની સામે થયા.

પણ આ વખતે બે બાજુએથી વરુઓ હુમલો કરતાં હતાં. એક બાજુ બન્દૂક ચલાવી અમે વરુઓને પાડતા હતા. ત્યાં પાછળથી બીજાં વરુ હુમલો કરતાં હતાં, આથી અમારે બે હાર કરી બન્ને બાજુએ બન્દૂકો ચલાવવી પડી.

ખૂબ મહેનત પછી છેવટ અમે એ વિકરાળ વરુઓમાંનાં કેટલાંકને માર્યાં, કેટલાંકને ઘાયલ કર્યાં ને બાકીનાંને નસાડી મુકયાં.

ને પછી મહામહેનતે એક શહેરમાં જઈ પહોંચ્યા.

× × ×

તે પછી કેટલીક મુસાફરી કરી અમે ઈંગ્લેંડ પહોંચી

ગયા. મેં મારી સઘળી દોલત કપ્તાનની વિધવા બાઈના હાથમાં રક્ષણ માટે સોંપી દીધી.

થોડા દિવસ પછી મેં પેલા બીજા કપ્તાનની મદદ લઈને મારી બ્રાજીલની મિલ્કત વેચી દીધી. એમાં મને અઢી લાખ રૂપિયા મળ્યા.

હવે હું આરામથી દેશમાં રહી શકું એમ હતું ને થોડોક સમય તો હું આરામથી રહ્યો પણ ખરો.

પણ–પણ જેને શાન્તિથી બેસી રહેવાને બદલે મુસાફરીઓ કરવાનો જ શોખ હોય તેને એક ઠેકાણે બેસી રહેવું કેમ ગમે ?

હવે પછીનાં પ્રકરણોમાં મારી બીજી મુસાફરીનું વર્ણન કરીશ.

---

# પ્રકરણ ૩૩ મું

---

## બીજી સફર

---

સ્વદેશમાં આવ્યા પછી મેં લગ્ન કર્યું. મારી પત્ની સુશીલ અને આનન્દી હતી. તેનાથી મને બે પુત્રો થયા.

છેવટની જિંદગી ઘરમાં જ વીતાવવાની સલાહ મારી પત્ની વારંવાર આપતી હતી. હું પણ બહારનાં સંકટોથી ધરાઈ ગયો હતો, તેથી શાન્તિથી બેસવા આકર્ષાયો હતો.

પત્ની અને બાળકોના સહવાસમાં હું આનન્દપૂર્વક મારા દિવસ ગાળતો હતો.

પણ અચાનક દૈવયોગે મારી પત્ની મરણ પામી. વળી પાછો હું એકલો પડ્યો.

ઘણા દિવસ મેં વ્યાકુળ ચિત્તે ગાળ્યા. મારો એક ભત્રીજો કે જે એક વહાણનો કપ્તાન બન્યો હતો તેણે મારી આવી દશા જોઈને મને જણાવ્યું કે "જો આપને આપના પૂર્વ પરિચિત પ્રદેશો જોતાં શાન્તિ વળે તેમ હોય તો ચાલો, હું તમને ત્યાં સુધી ફેરવી આવું."

હવે મને કોઇ રોકનાર હતું નહિ, આસપાસમાં બીજું કોઇ ખાસ સંબંધી પણ નહોતું, એટલે મેં એ માગણી સ્વીકારી.

આમતેમ અથડાતું હતું, જેના ઉપરનાં માણસો ભૂખમરાથી કઢંગી દશામાં આવી પડયાં હતાં.

અમે વારાફરતી એ બન્ને વહાણો ઉપરનાં માણસોને મદદ આપી ને તેમને વસાવી લીધાં.

× × ×

દરિઆઇ તોફાનો સામે ઝૂઝતાં ઝૂઝતાં અમે છેવટ ૧૬૯૫ના જાન્યુઆરીની ૧૦ મી એ પેલા નિર્જન બેટમાં જઈ પહોંચ્યા.

બેટ જણાતાં જ હું અને ફ્રાઇડે ખૂબ રાજી થયા.

મેં પૂછ્યું, "ફ્રાઇડે, તારા પિતા ત્યાં મળશે કે નહિ ?"

આ પ્રશ્ન સાંભળી ફ્રાઇડેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

મેં કહ્યું, "બાપની વાત સાંભળતાં તું કેમ રડે છે ?"

"કારણ હવે મને એમની મુલાકાત કયાંથી થશે ? એ ઘરડા માણસ તો બિચારા ક્યારનાય ખરી ગયા હશે."

અમારી મોટી નાવની મદદ વડે અમે બેટ પાસે જઈ પહોંચ્યા. જે સ્પેનિયાર્ડને મેં બચાવ્યો હતો તે કંઇક કામ કરતો આમતેમ ફરતો હતો. તેણે તરત તો મને ન ઓળખ્યો; પણ પછી જ્યારે ઓળખાણ પડી ત્યારે એ ગળગળો થઈ ગયો.

પેલી તરફ ફ્રાઇડે વિજળી વેગે દોડીને કોઇકના પગમાં પડયો ! મે જોયું તો એ એનો પિતા હતો ! પિતાપુત્ર કેટલેય દિવસે પ્રેમથી ભેટતા હતા.

બેટ ઉપરનાં સૌ માણસોને ભેગાં કરી મેં આટલા દિવસોની વાતો પૂછી. અન્દર અન્દરની લડાઇ ઉપરાન્ત એ લોકોને જંગલી લોકોના હુમલા સામે થવું પડતું હતું.

નાસી ગએલા જંગલીઓએ વાત કરી હશે તેથી જંગલીઓની મોટી મોટી નાવો આવતી ને પેલા લોકોને પજવતી હતી.

બધી વાતો સાંભળી રહ્યા પછી મેં તેઓને ધીરજ આપી. ઈંગ્લેંડથી આણેલ માણસો ને સરસામાન મેં તેમને આપ્યાં. પેલાં બે વહાણો ઉપરનાં જે માણસોને એ બેટમાં રહેવાનું મન થયું તેમને પણ મેં ત્યાં રાખ્યાં.

પચીસ દિવસ સુધી આવી રીતે તે લોકોમાં ગાળીને ૬ ઠી મે એ હું પાંચ તોપોના અવાજ સાથે એ બેટમાંથી વિદાય થયો.

# પ્રકરણ ૩૪ મું

## જંગલીઓનો હુમલો: ફ્રાઇડેનું મરણ

નિર્જન બેટમાંથી નીકળ્યા પછી ત્રણ દિવસ વીતી ગયા. વહાણ સરસરાટ કરતું વહાણ પાણી ઉપર ચાલ્યું જતું હતું, ત્યાં અચાનક ખલાસીઓ બૂમ પાડી ઉઠયા, "પૂર્વ તરફ જમીન જેવું જણાય છે."

સાંજ પડતાં પડતાં જમીનનો કિનારો વધુને વધુ કાળો જણાતો ગયો. કસાને દૂરબીનથી તપાસ કરીને પછી ગભરાટથી એ બોલ્યો, "શત્રુઓ! શત્રુઓ!"

મેં તેને ધીરજ આપવા માંડી, પણ એનો ગભરાટ ઓછો ન થયો. એ બોલ્યો, "અરે! બધા જંગલીઓ છે. આપણું આવી બનશે!"

મેં સૌને ધીરજ આપી. જોતજોતામાં પેલા જંગલીઓ અમારા વહાણ પાસે આવી પહોંચ્યા.

## જંગલીઓનો હુમલો : ફ્રાઇડેનું મરણ

જંગલીઓ અમારું મોટું વહાણ જોઇને ઘડીક તો જરા ગભરાઇને ઊભા રહ્યા પણ પછી તરત પાસે આવવા લાગ્યા.

મેં કહ્યું, "ખબરદાર, એક પણ જંગલીને પાસે ન આવવા દેશો."

જંગલીઓએ અમારી તૈયારી જોઇ લીધી, તેઓએ હોડીઓ જરા પાછળ ખસેડીને પછી એક સાથે પચાસ તીર છોડયાં. અમારો એક ખલાસી પડયો.

તરત જ મેં કેટલાંક પાટિયાં ઊભાં કરાવ્યાં ને તેની આડમાં રહી ખલાસીઓને ગોળી છોડવા કહ્યું.

હવે મેં તોપની મદદ લેવા વિચાર કર્યો.

મેં ફ્રાઇડેને એક બાજુએ જઈ પોતાના દેશવાસીઓને હુમલો કરવાનું કારણ પૂછવા કહ્યું. તેણે મોટેથી પોતાની ભાષામાં પૂછ્યું, પણ પેલા લોકોએ જવાબ આપવાને બદલે તેના તરફ પીઠ બતાવી !

ફ્રાઇડે બોલી ઉઠયો, "જુઓ, જુઓ, હવે એ લોકો બાણોની ઝડી વરસાવશે."

ને ખરેખર બીજી જ પળે અસંખ્ય બાણ અમારા તરફ છૂટયાં.

મારો વફાદાર ને આનન્દી નોકર ફ્રાઇડે મારો બચાવ કરવા ઝૂઝતો હતો ત્યાં કેટલાંક બાણ એના શરીરમાં ઘોંચાયાં ને એ પડયો.

જોતજોતામાં ફ્રાઇડેનો જીવ ઊડી ગયો.

મારા વફાદાર ફ્રાઇડેના મોતથી મને અત્યન્ત દુઃખ થયું. મારો ક્રોધ એકદમ વધી ગયો.

મેં એકી સાથે નવેય તોપોનો મારો ચલાવવાનો હુકમ આપી દીધો.

તોપોના સખ્ત મારા આગળ જંગલીઓનું કાંઈ ચાલ્યું નહિ. તેમાંના ઘણા મરાયા, ઘણા ઘાયલ થયા ને બાકીના જીવ લઈને નાશી ગયા.

પછી અમે સુખરૂપ આગળ ચાલ્યા.

પણ મને મારા ફ્રાઈડેની યાદ વારંવાર આવવા લાગી. મને થયું, 'અરેરે, એવો વફાદાર ને આનન્દી નોકર હવે ક્યાંથી મળશે ?'

## પ્રકરણ ૩૫ મું

### માડાગાસ્કર બેટમાં

વિદાય થયા પછી ફરી એક વાર બ્રાઝિલ જઈ આવવાનું મન થતાં હું પણ બ્રાઝિલ ગયો, ને થોડા દિવસ ત્યાં રહ્યો. અમારું વહાણ માડાગાસ્કર ટાપુ પાસે આવી પહોંચ્યું. ત્યાંના લોકો બહુ જ જંગલી ને ક્રૂર હોય છે એમ અમે સાંભળ્યું હતું. તેમ છતા તેમનાથી ન ડરતાં અમે તેમની સાથે ભળવાનો વિચાર કર્યો.

એક જગાએ અમે વહાણ ઊભું રખાવી, નાવમાં બેસી, કિનારે જઈ પહોંચ્યા. ત્યાંના લોકો પ્રથમ તો નવાઈ પામી અમારી તરફ જોઈ રહ્યા, અમે તેમને ઇસારતથી ખાતરી આપી કે 'અમે શત્રુ નથી, પણ મિત્ર છીએ.' આથી તેઓએ અમને હેરાન ન કર્યા.

અમે એ લોકોને છરી–કાતર વગેરે ચીજો ભેટ આપી. તેમણે પણ અમને કેટલીક ચીજો ભેટો આપી. પછી અમે આગળ ચાલ્યા.

આગળ જતાં જ્યાં જ્યાં અવકાશ મળતો ત્યાં અમે એ બેટ ઉપર ઉતરી પડતા.

એકવાર અમે સન્ધ્યા સમયે એક સ્થળે ઊતર્યા. ત્યાંના રહેવાશીઓ અમારી આસપાસ વિંટળાઇ વળ્યા, પણ અમે તેમને ઇસારતથી સુલેહ જાળવવા જણાવ્યું. એ લોકોએ પણ અમને કાંઇ દુઃખ ન આપ્યું.

અમે તે રાત ત્યાં જ ગાળવા વિચાર કર્યો.

કેટલાક તંબુ ઊભા કરી અમે ત્યાં સૂતા. મારા સાથીઓ તો ઘસઘસાટ ઊંઘવા લાગ્યા, પણ મોડી રાતે મને કોણ જાણે કેમ ઊંઘ ન આવી, આથી હું ત્યાંથી ઊઠી અમારી નાવ ઉપર જઈને સૂતો. ત્યાં નાવ સાચવનાર બે ખલાસીઓ પણ સૂતા હતા.

રાત્રે બે વાગે અચાનક જમીન ઉપરના મારા સાથીઓ બૂમો પાડવા લાગ્યા. તરત જ બન્દૂકના પાંચ બાર પણ થયા.

અમને કાંઇ કારણ ન સમજાયું. અમે ઝટઝટ નાવને કિનારા તરફ લઇ ચાલ્યા.

નાવ કિનારે આવતાં જ અમારા સાથીઓ નાવ તરફ દોડયા. તેમની પાછળ ત્રણસો ચારસો માણસો પડયાં હતાં.

હવે અમે બન્દૂકો લઈ તૈયાર થઈ ગયા.

પેલા લોકોએ તરત જ બાણોનો વરસાદ વરસાવવા માંડયો.

અમારી દશા બહુ કઢંગી થઈ પડી હતી બાણોની ઝડીને લીધે અમે લંગર ઉઠાવી શકતા નહોતા, તેમજ સઢ પણ તાણી શકતા નહોતા ! કારણ જરાક ઉંચા થનારને પેલા લોકોના બાણ અચૂક રીતે વીંધી નાખતાં હતાં.

પણ વહાણ ઉપરના કપ્તાન, મારા ભત્રીજાએ, દુરબિનથી અમારી દશા જોઇ લીધી. તેણે તરત જ લંગર ઉઠાવી બની

શકે તેટલું નાવ પાસે આણ્યું. ને પછી બીજી નાવમાં દસ માણસોને અમારી મદદ માટે મોકલ્યા.

અમે બૂમો પાડી એ લોકોને પાસે આવતાં રોકયા, એટલે તેમાંથી એક બહાદુર માણસ એક દોરડું લઈ દરિયામાં કુદી પડયો ને અમારી નાવ પાસે આવી પહોંચ્યો. ને પછી અમારી નાવને દોરડું બાંધી ખેંચવામાં આવી.

જોતજોતામાં અમે પેલા લોકોનાં બાણો ન પહોંચી શકે એટલા દૂર જઇ પહોંચ્યા.

હવે અમારા જીવમાં કંઇક જીવ આવ્યો.

અમારી નાવ બાજુએ ખસતાં જ વહાણ ઉપરની તોપ ગર્જી ઊઠી. જેટલા જંગલી લોકો કિનારે ઊભા હતા તેઓ એના એક જ ગોળાથી ખલાસ થઈ ગયા.

વહાણ ઉપર જઈને મેં તપાસ કરી તો પેલા લોકોના હૂમલાનું કારણ સમજાયું. અમારામાંના એક માણસે ત્યાંના રહીશોની એક સ્ત્રીનું અપમાન કર્યું હતું ને તેથી તે લોકોએ એનો બદલો લેવા આ હૂમલો કર્યો હતો. બીજા તો સહિસલામત આવી શકયા હતા, પણ એ અપમાન કરનાર ખલાસી પાછો આવ્યો નહોતો. અમને લાગ્યું કે એને જંગલીઓએ કેદ પકડયો હશે અથવા મારી નાખ્યો હશે.

પેલા સાથીની અમે ત્રણ દિવસ સુધી રાહ જોઈ પણ તે પાછો ન જ આવ્યો.

આથી છેવટ અમે ૨૦, ૨૨ જણ તેની તપાસ કરવા કિનારે ઊતર્યા.

× × ×

તપાસ કરતાં એક ઝાડ ઉપરથી પેલા ખલાસીનું ધડ મળી આવ્યું. જંગલી લોકોએ તેનું માથું કાપી નાખ્યું હતું.

આ દૃશ્ય જોઈ બીજા ખલાસીઓના ક્રોધનો પાર ન રહ્યો. તેઓ મને કાંઇ કહ્યા કહાવ્યા વિના જ બન્દૂકો લઈ ને દોડયા.

જંગલમાં થઈ ને એ બધા એક ગામમાં જઈ પહોંચ્યા, ને ત્યાં ઘરોને આગ લગાડી ને લોકોની કતલ કરી તેમણે પોતાના વેરનો બદલો લેવા યત્ન કર્યો.

ગભરાએલા જંગલીઓ આમતેમ નાસી ગયા.

સાથીઓ પોતાનું ધાર્યું કરી પાછા આવ્યા. તેમની બધી વાત સાંભળી મેં તેમને ખૂબ ઠપકો આપ્યો. પણ તેમણે ક્રોધના આવેશમાં મારો એ ઠપકો ન ગણકાર્યો.

બીજે દિવસે અમે વહાણ ઉપર પહોંચી ગયા.

પછી વહાણ આગળ ચાલ્યું.

## પ્રકરણ ૩૬ મું

## હિન્દુસ્થાનમાં

---

પેલા ક્રોધી ને નિર્દય ખલાસીઓને તેમની નિર્દયતા બદલ હું વારંવાર ઠપકો આપતો હતો; પણ સુધરવાને બદલે તેઓ તો મારા તરફ તિરસ્કારથી જોવા લાગ્યા. ધીરે ધીરે હું તેમની નજરે અકારો થઈ પડયો.

ફરતું ફરતું અમારું વહાણ હિન્દુસ્થાનના પૂર્વ બંગાળને કિનારે આવી પહોંચ્યું.

એ પ્રદેશ જોવાની હોંશથી હું એક વાર કિનારે ઉતર્યો.

કેટલુંક ફર્યા પછી હું વહાણ ઉપર જવા માગતો હતો ત્યાં જ એક ખલાસીએ આવી મને જણાવ્યું, "હવે તમે વહાણ ઉપર આવવાની તસ્દી ન લેશો."

આ સાંભળતાં મારી નવાઈનો પાર ન રહ્યો. આશ્ચર્યમાં ગરક થઇ જઈને ઘડીક તો હું તે ખલાસીની સામે જોઇ જ રહ્યો.

મેં પૂછ્યું, "ભલા, આવો વિચિત્ર ને ગેરકાયદેસરનો હુકમ તું કોની આજ્ઞાથી બજાવે છે?"

પેલાએ શાન્તિથી જવાબ દીધો "અમારા વડા ખલાસીના ફરમાનથી."

હવે મને બધી વાત સમજાઇ. મેં પેલા ખલાસીઓને તેમની નિર્દયતા બાબત વારંવાર ટોકણી કરી હતી તે ઉપરથી તેઓ એકત્ર થઈ મારા ઉપર વેર વાળવા તલપી રહ્યા હતા. હિન્દુસ્થાનને કિનારે હું સ્વેચ્છાએ ઉતર્યો એ લાગ જોઈ તેમણે પોતાનું વેર વાળવાનો ઘાટ ઘડયો.

એકે એક ખલાસી મારી વિરુદ્ધ હતા. મેં ઘણી દલીલો કરી જોઈ પણ કાંઈ વળ્યું નહિ. દરેક વખતે એવોજ જવાબ મળતો કે "હવે તમારે વહાણ ઉપર આવવાની તસ્દી લેવી નહિ."

મને થયું, હવે શું કરવું? છેવટ મેં મારા ભત્રીજાને બોલાવ્યો. એ બિચારો પણ આ કઢંગા સંજોગથી ઘણો ગભરાઈ ગયો હતો.

મારી પાસે આવી તેણે જણાવ્યું કે "ખલાસીઓ કોઇ રીતે માને તેમ નથી. કાં તો આપણે તેમને છોડી દેવા પડશે કે કાં તો આપણે તેમની માગણી સ્વીકારવી પડશે."

મારો ભત્રીજો તો મારી ખાતર બધા ખલાસીઓને છોડી દેવા તૈયાર હતો, પણ મેં તેને સમજાવ્યો કે "એવું સાહસ કરવાની કાંઈ જરૂર નથી. હું તો વળી મારૂં લાગ્યું ભોગવી લઈશ ને બનશે તો કોઇ બીજા વહાણમાં ઇંગ્લેંડ આવી પહોંચીશ."

છેવટ મારા ભત્રીજાએ મને કેટલાક રૂપિયા તથા મારો બીજો સરસામાન આપ્યો. ને પછી દુઃખી દિલે એ પાછો ફર્યો.

પેલા ઉદ્ધત ખલાસીઓ મનમાં મલકાતા મલકાતા વહાણુ હંકારી ચાલ્યા ગયા.

હિન્દુસ્થાનની ભૂમિ ઉપર હું એકલો અટુલો પડી ગયો. મને થયું, પેલા નિર્જન બેટ કરતાં ય અહીં કદાચ મારે વધારે સંકટો સહન કરવાં પડશે.

તે સમયમાં થોડાક અંગ્રેજો હિન્દુસ્થાનમાં આવી વસ્યા હતા. તેમાંના કેટલાક સાથે મારે પરિચય થયો ને મેં મારો માલ વેચવાની શરૂઆત કરી. બદલામાં મને સારો લાભ મળવા લાગ્યો.

એમ કરતાં કરતાં ઘણા દિવસ વીતી ગયા.

એક અંગ્રેજ વેપારીની સાથે મળીને હું એકવાર ચીન જઈ આવ્યો. ત્યાં અફીણુ વેચીને અમે સારો નફો મેળવ્યો.

હિન્દુસ્થાનમાં પાછા આવ્યા પછી કેટલેક દિવસે પોર્ટુગાલનું એક વહાણુ અમે દીઠું. વહાણુના માલિકે આવી જણાવ્યું કે " અમારે આ વહાણુ વેચી નાખવું છે. તમે તે લેશો ? "

હું તો એવા એકાદ વહાણુની તપાસમાં જ હતો એટલે તરત જ મેં તે વહાણુ ખરીદી લીધું.

પણુ વહાણુ ઉપર તપાસ કરવા જતાં મને એકેય ખલાસી તેના ઉપર ન જણાયો. આથી નવાઈ પામી મેં તેનું કારણુ પૂછયું.

માલિકે જણાવ્યું, "એ લોકો તો અહીંથી મોગલોની રાજધાની આગ્રામાં જશે ને ત્યાંથી સુરત બંદરે થઈને સ્વદેશ જશે."

હું તો આવું સરસ વહાણ તરતમાં મળી ગયું તેથી ખૂબ રાજી થઈ ગયો, પણ કેટલાક દિવસ પછી એનો ભેદ જણાયો. એ વહાણે તો અમને હેરાન હેરાન કરી દીધા!

મેં તરત જ કેટલાક અંગ્રેજ અને હિન્દી ખલાસીઓ રાખી લીધા ને પછી ફિલીપાઈન તરફ જઈ એલચી વગેરેનો વેપાર કરવાનો વિચાર કર્યો.

અનુકૂળ સમયે અમે વહાણ હંકાર્યું.

એક દિવસ વહાણમાં એક કાણું જણાયું. એમાંથી થોડું થોડું પાણી અન્દર આવતું હતું. અમે એ કાણું પૂરી દેવાની ધમાલમાં પડયા.

પણ એ ધમાલમાં વળી એક નવી આફત આવી પડી.

મને કામ કરતો અટકાવીને એક અંગ્રેજ મારી પાસે આવ્યો ને કંઇ કંઇ વાતો કરવા લાગ્યો. મેં ઉતાવળે કહ્યું, "તમારે જે કહેવું હોય તે સીધેસીધું કહી દોને. મારે ઘણું કામ છે."

"ભાઈ, લાગે છે કે તમારા લાભની વાત છે તેય તમને નથી ગમતી!! તમારા જ લાભની છે. મારે શું? નહિ સાંભળો તો તમે ખત્તા ખાશો."

"પણ છે શું?"

"તમે ચોર છો. આ વહાણ લઈ તમે સુમાત્રા ગયા હતા. ત્યાં તમારા કપ્તાન ને બીજા ખલાસીઓ માર્યા ગયા ને તમે વહાણ લઈ અહીં નાશી આવ્યા! અહીં બધે એ વાત

જાહેર થઈ છે ને તમને પકડવાની તૈયારી ચાલે છે. જુઓ, પેલી બે મોટી હોડીઓ એ માટેજ તૈયાર થઈ છે.

આટલું સાંભળતાં મારા હોસ કોસ ઉડી ગયા. બીજાં અનેક સંકટો સહન થાય પણ આવું ચોરીનું ને તે પણ ખોટું આળ કેમ સહન થાય ?

મેં પેલા ખલાસીને બધી ખરી વાત જણાવી ને તેની સલાહ માગી. તેણે જણાવ્યું, “ ફિકર ન કરશો. મને અને મારા સાથીને વહાણ ઉપર નોકર રાખી લો એટલે પછી અમે આપને સુખરૂપ બીજે પહોંચાડી દઇશું. ”

મેં તે બન્નેને રાખી લીધા ને ઝટ ઝટ લંગર ઉઠાવી વહાણ ચલાવવાનો હૂકમ આપી દીધો.

## પ્રકરણ ૩૭ મું

---

## સ્વદેશ તરફ

---

અમારું વહાણ પાણી ઉપર ઝપાટાબંધ ચાલવા લાગ્યું. પેલી બે હોડીઓ અમારી પાછળ આવે છે કે નહિ તે જોવા મેં નજર કરી તો જણાયું કે ત્રણેક નાવ ઝપાટાબંધ અમારી પાછળ આવે છે!

હવે તો હું જરા વિચારમાં પડી ગયો, શું કરવું?

મેં એકવાર તોપનો અવાજ કરાવ્યો, પણ તેથી એ નાવ કાંઈ અટકી નહિં. આથી અમે ધોળું નિશાન ચડાવી સુલેહની માગણી કરી, પણ તેમ છતાંય બન્ને નાવ અટકી નહિ; આથી છેવટ અમે લડાઈનું લાલ નિશાન ફરકાવ્યું ને નિશાન તાકી પાંચ તોપના બાર કર્યા.

તોપના ગોળાથી એક નાવનો પાછલો ભાગ ઉડી ગયો. પાછળની નાવ તરત તેમાંનાં માણસો લેવા અટકી, તેમ છતાં એક નાવ અમારા વહાણ તરફ ઝપાટાબંધ આવવા લાગી.

ધડૂમ: તોપ ફરીથી ગર્જી ને તરત જ એ નાવના ભૂકકે-ભૂક્કા ઉડી ગયા. ત્રણેક ખલાસીઓ અમારા વહાણની બાજુમાં

તરતા જણાયા તેમને અમે દયા કરીને વહાણ ઉપર લઇ લીધાં.

વહાણ આગળ ચાલ્યું. પેલી નાવોમાંની એકેય નાવ હવે અમારો પીછો પકડી શકે તેમ નહોતું.

અમે ચીન સુધી સુખરૂપ પહોંચ્યા તો ખરા, પણ તેમ છતાં અમારી ચિન્તા ટળી નહોતી. એ કમભાગી વહાણની વાત ચોમેર પ્રસરી ગઈ હોવાથી અમારે ધોરીમાર્ગ છોડી આડમાર્ગે સફર કરવી પડતી હતી.

છેવટ ચીનના એક બન્દર પર અમે ઉતર્યા. વહાણ એકદમ વેચી શકાય તેમ નહિ હોવાથી મારો એક સાથી કેટલોક સામાન ભરી સાહસ કરીને જાપાન તરફ ઉપડયો. કહેતો ગયો કે "નસીબ અજમાવું છું. પાસો સીધો પડશે તો ઇંગ્લેંડ આવી મળીશ ને તમને નફાનો અડધો ભાગ આપીશ."

વહાણ તો ગયું. અમારા જીવ જરા હેઠે બેઠા, પણ હવે શું કરવું? ઇંગ્લેંડ પહોંચવું શી રીતે? મેં મારી પાસેનું બધું સામાન વેચી દીધું ને તેના બદલામાં ખૂબ સોનું મેળવ્યું!

હવે મેં જળમાર્ગ છોડી જમીનમાર્ગે ઇંગ્લેંડ જવાનો વિચાર કર્યો.

ચીનની પ્રખ્યાત દિવાલ કે જે તાર્તર લૂટારાઓના ત્રાસમાંથી બચવા ચીનાઓએ બાંધી છે તેની પાસે થઇને જતાં અમને વચ્ચે વચ્ચે તાર્તર લુંટારાનો ભેટો થતો હતો. આગળ જતાં એક વાર તો ખબર મળ્યા કે "દશ હજાર તાર્તર લૂંટારા આવે છે!"

અમે તો જીવ સટોસટની લડાઇની તૈયારી કરી લીધી.

બાતમી ખોટી નહોતી. થોડેક જતાં જ અમે તાર્તર લૂંટારાઓનાં ધાડાં ને ધાડાં દીઠાં.

પણ સદ્ભાગ્યે તેઓ તો અમારી બાજુમાં થઇને નીકળી ગયા! અમને નિરાંત વળી. રક્ષણ માટે ચીની સૈનિકોને ઇનામ આપી અમે રશિયાના પ્રદેશમાં પ્રવેશ કર્યો.

એ બરફવાળા ઠંડા પ્રદેશમાં થઇને પસાર થતાં અમને ઘણી વિટંબણા પડી. સાઇબીરીઆ કે જ્યાં રશિયાના રાજકીય કેદીઓને દેશનિકાલ કરવામાં આવે છે ત્યાં તો ઘણી જ ઠંડી લાગવા માંડી. એ ભાગમાંથી એક કેદી વેશ બદલીને મારી સાથે આવવા લાગ્યો.

મારા બીજા સાથીઓ તો પોતપોતાનાં સ્થળ આવતાં છુટા પડી ગયા હતા. બત્રીશ ઉંટ–ઘોડા ઉપર સામાન લાદી હું ને પેલો સાથી જ આગળ જતા હતા.

આગળ જતાં એક સ્થળે અમારે કેટલાક તાર્તરી ઘોડેસ્વાર લૂંટારાની સામે થવું પડયું. તરત તો લૂંટારાઓ હઠી ગયા; પણ બીજે દિવસે અમે જોયું તો તે લોકોની સંખ્યા ઘણી વધી ગઈ. અમને થયું કે હવે શું કરવું ?

છેવટ હિમ્મત રાખી અમે તો ઊભા. લૂંટારાઓએ કોણ જાણે કેમ તે દિવસ અમને કાંઇ છેડયા નહિ; પણ તે જ રાતે અમે યુક્તિ કરી ત્યાંથી છટકી ગયા.

અમે ખૂબ દેવતા સળગાવ્યો ને તેમાં ઘણાં લાકડાં નાખ્યાં જેથી અમે ત્યાં બેસીને તાપીએ છીએ એવું જ પેલાઓને જણાય.

ને પછી અમે ગુપચુપ ત્યાંથી આગળ સટકી ગયા.

એક વર્ષને પાંચ મહિનાની મુસાફરી કર્યા પછી અમે દરિયા કાંઠે આવી પહોંચ્યા. પેલા રશિયન સાથી ત્યાંથી જર્મની ચાલ્યા ગયા.

સન ૧૭૦૫ ના જાન્યુઆરીની ૧૦ મી તારીખે ૩૫ હજાર રૂપિયા લઇ, દસ વર્ષ ને નવ મહિનાની લાંબી સફર પછી, હું ઇંગ્લેંડ પાછો આવ્યો.

બાલમિત્રો, હવે તો હું બુઢ્ઢો થઇ ગયો છું. હવે તો પરલોકની લાંબી યાત્રાની વાટ જોઉં છું.